# અધ્યાત્મ ગરબાવળી,

મુમુક્ષુ જીવોને માટે.


રચનાર.

મોહનલાલ દલપતરામ ડાહ્યાભાઇ કવિશ્વર.

વઢવાણ શહેર.


દોહરા.

રાગ દ્વેષ દિલથી તજી, તજી ઉરથી અહંકાર;
મિથ્યા મમતા મોહ તજિ, કર તું આત્મ વિચાર. ૧

દયા સમાનું દાન નથિ, તૃષ્ણા મહા મેરાણ;
નીતિ સમાન ધર્મ નથિ, જો મનમોહન જાણ. ૨

ઘટમાં ઉતરી ઘડિ ઘડી, જો નિજ શુદ્ધ સ્વરૂપ;
મન ઇંદ્રિયો વશ્ય કરી, થા ભૂપતિનો ભૂપ. ૩


પ્રકાશક કવિ મચ્છુરના પુત્ર

અંબાલાલ તથા કાન્તિલાલ મો. દ. કવિ.

મુ૦ વઢવાણ મધ્યે.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦

સંવત ૧૯૭૬ સને ૧૯૨૦.

મૂલ્ય રૂ. ૦-૬-૦

આ પુસ્તક શ્રી સ્વામીનારાયણ સંપ્રદાયના શ્રી અમદાવાદ નરનારાયણ દેવની ગાદીના આચાર્ય **શ્રી વાસુદેવ પ્રસાદજી** મહારાજે પોતાના સંપ્રદાયના તમામ સત્સંગી હરિજનો માટે તથા મોક્ષમંડળના અધિકારીજીએ પોતાના મોક્ષમંડળ માટે તથા જૈન મુનિ મહારાજ **નાગજી સ્વામીએ** પોતાના જૈનો માટે પસંદ કરી મંજુર કર્યું છે.

પ્રથમના બે ફરમા વઢવાણમાં જશવંતસિંહજી પ્રીન્ટીંગ પ્રેસમાં શા. જગજીવન લલ્લુભાઈએ તથા બાકીનો ભાગ અમદાવાદમાં પીરમશા રોડ ઉપર આવેલા પોતાના ધી નિર્મળ પ્રીન્ટીંગ પ્રેસમાં

**લલ્લુભાઈ ઇશ્વરભાઈ ત્રિવેદીએ છાપ્યો.**



( આ પુસ્તક શહેર વઢવાણમાં રચનાર પાસેથી મળી શકશે. )

ઠે. લાખુ પોળ શ્રાવકના નહાના દેરા પાસે.

## સુચના.

આ પુસ્તકમાં ગ્રંથાર્પણને પછવાડે મર્હુમ ભાઈ **જહાંગીરજીની** છબીને મથાળેના દોહરામાં "સુકી અંતર બાળ" છે ત્યાં "ગયો કન્હૈયાલાલ" એમ વાંચનારે સુધારી વાંચવું. કર્ત્તા.

# પ્રસ્તાવના



આગળ આપણામાં અફીણુ ખાઇ બહુ બંધાણી થતા ત્યારે તેનો સુધારો થવા અમારા મર્હુમ પિતાએ તેના અવગુણુની ખાસ ગરબાવળી રચી. છોકરીયોને ખાસ લોકો ભણાવતા ન હતા એટલે કન્યા કેળવણી વધારવાને પણુ તેમાં લખ્યું ને પ્રસ્તેહ પામ્યા. ત્યાર પછી રા. રા. નવલરામભાઇ, રા. રા. ઘેલાભાઈ નૃસિંહદાસ વગેરે થયા ને સ્ત્રી મનોરંજક ગરબાવળી, બાળલગ્ન નિષેધક ગરબાવળી વગેરે રચાયાં. જગત ખુબ સુધર્યું. અફીણુને બદલે દારૂ, ચાહ, બીડી વગેરે પેશી ગયાં. નાટકોનો શોખ વધ્યો. લોકો ગુચ્છા રાખતાં ને બાલ કતરાવતાં શીખ્યા. ચશ્માં ને વોચ વધ્યાં. સ્વતંત્રતાનો પવન ચોમેર ફેલાયો. મતલબ: પેદાસ ઘટી ને જગતનો વ્યવહાર વધ્યો. મોજ શોખ વધ્યો. સાત્વિક આહાર ને સાદું જીવન ક્યાંઇ સંતાઇ ગયું. કેળવણી વધી તેમ તેની કીંમત ઘટી. ઉદ્યમ ઓછા થયા. રસ્તો એક નોકરી નોકરી ને નોકરી રહ્યો. ઝાઝે રાંકે ખોળ મોંઘો. ધંધા ક્યાંઇ મળે નહીં. લોકો મહેનતનો ધંધો કરતાં શરમાય. સુતાર, લુહાર, કડીયા, મજૂર ને છેવટ હજામ, કુંભાર, ધોબી જેવાની કીંમત વધી ને બ્રાહ્મણુ, ક્ષત્રી, વૈસ્યની કીંમત ઘટી. તેમને કડકડતાં ઉંચાં લુગડાં પહેરવા જોઇયે. મોજ શોખ માણવા જોઇએ. ને વિદ્યા બાઇ તો રખડી પડયાં. એમ. એ. થઇને પાછી કોઇ લાઇન લેવી રહી. ત સઘળું કરતાં વ્યય ને વય બેનો વિચાર કરો.

એ લુખી કેળવણીના પ્રતાપ. એમ. એ. થાય ત્યાં સુધી પણ કાંઇ હુન્નર શીખ્યાની તેમાં વાત છે? એ ઉપર લખવા બેશીયે તો મોટા ગ્રંથોના ગ્રંથો ભરાય પણ એ સઘળો જગત વ્યવહાર. અમને તો ૬૮ વર્ષની ઉમર થઇ તેના અનુભવથી એ સઘળો ખોટો લાગ્યો. જમાનો જમાનાનું કામ કરેછે. શું કે વડાં થાય? લુખી કેળવણીમાં કોઇ કમાય? નાણાંની તંગીએ શું વધે? ચોરી, હરામી ને વ્યભિચ્યાર. પ્રમાણીકપણું ઘટયું. જે બે વાટપાડુ જેવા ધંધા લઇને બેઠા. વેપારમાં એ, નોકરીમાં એ ને છેવટ મજુરીમાં પણ એ, મરણનો ભય ઘણાકે મુકી દીધો.

પણ એ બધો જગત વ્યવહાર થયો. તે ચ્યાર દહાડાનો. ત્યારે જગતને આડે રસ્તે જતાં સીધે રસ્તે દોરવાનું સાધન? તે ધર્મ ગુરૂઓ વાંચે સંભળાવે પણ તે પ્રમાણે વર્તન તો જવલેજ કરનારા મળે. સઉ સંસારની માયામાં લે લુબ્ધ. આ જમાનાને તેના વખતમાં આત્મ નિષ્ટા, આત્મ દ્રડતા દ્રડ કરી જગતની મિથ્યા એવી વાસનાઓ દુર કરવા અમે આ પુસ્તક રચ્યું છે તેની આ જગત કદર કરે. વાંચવાનો શોખ વધે ને ખરાં નીતિ ધર્મ ને દયા વધી વઇરાગ્ય તરફ મન વળી સાત્વિક વૃત્તિ થઇ આહાર વિહારની સઉને યાદ આવી મોક્ષની પ્રાપ્તિ મેળવવા પ્રભુ સન્મતિ પ્રેરે એ પ્રભુના કામ પ્રભુ કરશે. મુ. વઢવાણ સંવત ૧૯૭૬ ના અધિક શ્રાવણ શુદ ૨

# ॥ ग्रंथार्पण. ॥

મારાં વહાલાં આત્મ સ્વરૂપો,

દોહરો,

મનકી મનમેં રહે ગઇ, કથિ ન જાન હૈં કોઉ;
મેં ઓર મેરો આતમા, જાનત હૈં હમ દોઉ. ૧

તમોમાંથી કેટલાંક આ મારા કવખતમાં મને તજી ગયાં તે કારી ઘા જો કે મારી હયાતી સુધી રૂઝવાનો નથી ને તે વિયોગ મારી વય તરફ જોતાં લાંબી મુદત સહન પણ કરવાનો નથી પણ એ વિયોગનાં આંસુ મારા પછવાડે જેને ખેરવવાનાં હતાં તેથી વિરૂદ્ધ આ થઇ પડયું ને જે પાછળનાંનો આધાર હતો તે બિચારાં કેટલેક દરજ્જે નિરાધાર થઇ પડયાં એજ મોટો અપશોષ થાયછે. પણ ભાવી અને લેણદેણના સંસ્કાર. તે સિવાય સૃષ્ટિમાં કોઇને કોઇનો જોગ થતો નથી. એમ મનને વાળી મને આ અવસ્થામાં તજી જનારના પવિત્ર આત્માઓને ઇશ્વર અખંડ શાન્તિ આપો એટલું કહી એ ખાતે વિરમું છું અને જે આત્માઓએ આવા સંકટના સમયમાં મારી તરફ દિલસોજી ધરાવી મારા નહાના પુત્ર કાંન્તિલાલ વગેરે તરફ દયાની લાગણી બતાવી મારી વૃદ્ધાવસ્થાની ચિંતા પોતાને માથે ઉપાડી લીધી તેઓએ મારા દુઃખમાં ભાગ લીધો એમ માની ઇશ્વર તેમને દિર્ધાયુ આપે અને સદા સુખી રાખે એમ ઇચ્છુંછું.

મુ. વડવાણ શહેર. સં. ૧૯૭૬ ના અ. શ્રાવણ શુદ ૨.

હું છું સઉનો શુભ ચિંતક.

**સ્વામી નિજાનંદના આશીર્વાદ.**

દોહરો.

કાળાના ધોળા કર્યા, કચ્છમાં રહિને કેશ;
ક્ષિતિમાં નથિ ખેંગારજી, તુજ સમ થયો નરેશ. ૧

## નેકનામ મર્હુમ ભાઇ જહાંગીરજી નસરવાનજી પૉલીસવાલા.

### દોહરો.

સન અઢાર ચંવોતરો, મુંબઇ મહોદધિ તીર;
સપ્ટેંમ્બર અગિયારમી, જન્મ ધર્યો જહાંગીર. ૧



### દોહરો.

જશ નાહો જહાંગીર ગયો, મુકી અંતરિયાળ;
ગ્રંથ કવિ સુતના કહો, કહિયેં કોણ હવાલ. ૩

### દોહરો.

સન ઓગણિસો ઓગણિશ, સાલ ઇસ્વિની સ્પષ્ટ;
અગષ્ટ તારિખ પાંચમી, એ દિન પામ્યો અસ્ત. ૨

# શુદ્ધિ પત્રક.



| અશુદ્ધ. | શુદ્ધ | પૃષ્ટ | ઓળ. |
|---|---|---|---|
| રામ કહે કોઇ કૃષ્ણ | રામ કહે રહેમાન કહે કોઇ, કૃષ્ણ તે તુંજ તમામ કહે ( ઇત્યાદિ ) પ્રભુ. | ૧ | ૮ |
| એને કાળ મલ્યો | એનો ક્યાંથી મલે ઉસતાદ; તારૂં | ૭ | ૨ |
| કિન્હા પ્રસૂકો | માત પિતા કોં દિય પ્રનામ; અબતો. | ૧૨ | ૨૦ |
| ચટતા | ચટકા | ૧૬ | ૧૧ |
| રૂપેરે | રૂપે | ૩૮ | ૧૧ |
| દરશન | દરશંન | ૪૬ | ૬ |



# અગાઉથી ગ્રાહક થઇ આશ્રય આપનાર સાહેબોનાં મુબારેક નામ.

નકલો.

૧૦૧ નેકનામ શ્રીમંત વઢવાણના ઠાકોર સાહેબ મહારાણા જોરાવર સીંહજી સાહેબ બહાદુર. સ્ટે. વઢવાણ.
૧૦ નેકનામ શેઠ જગજીવનભાઇ ઉજમશી નાતાળવાળા.
૨૫ દિવાંગ્રા ભાઇ ઓઝા કાળીદાસ કાનજીભાઇ.
૨૫ વકીલ સવાડી રા. રા. ગોવીંદરામ મોરારજી.
૨૫ ગુરુજી મોહનચંદજી ગુણચંદજી અગરબતીવાળા.
૧૦ શેઠ મલુકચંદ ઝુંઝાભાઇ હા. નાગરદાસ
૧૦ ધોળકિયા શા. મનસુખ હા. વાડીલાલ દામોદરદાસ.
૧૦ શેઠ શરચંદ જેઠાભાઇ.
૧૦ શેઠ માણેકચંદ અમરશી બ્લુબ્લેક શાહીવાળા.
૧૦ કોઠારી શેઠ ઓઘડભાઇ ખેતશી ભાઇ
૧૦ શેઠ ડાહ્યાભાઇ જેઠાભાઇ હા. નાગરદાસ.
૧૦ વૈદરાજ લક્ષ્મીચંદ ગુલાબચંદ. ૫ શેઠ સુખલાલ માણેકચંદ.
૧૦ સોની મગનલાલ દેવચંદ. ૫ સોની લીલાધર વાલજી.
૫ વોરા મગનલાલ વીઠલભાઇ ૫ સોની વાલજી જેમલ.
૫ વોરા નગીનલાલ જીવણલાલ હા. જગજીવન.
૫ સોની ભોગીલાલ મોહનલાલ ૫ સોની ચકુ શામજી.
૫ શેઠ મોહનલાલ પીતાંબર ધ્રાંગધ્રાવાળા. ૫ સોની ચતુર નારણ
૫ શેઠ છગનલાલ ભાઇચંદ. ૫ સોની ખીમજી જેમલ.
૫ વોરા ત્ર્યંબકલાલ ગુલાબચંદ. ૫ દેપાળા શેઠ કલ્યાણજી ખેતશી.
૫ વોરા ઠાકોરદાસ શિવલાલ. ૫ સોની રણછોડભાઇ મુળજી.

૫ સાપાણી ત્રીભોવનદાસ ઓધડભાઇ

૫ રા. રા. દયાશંકર હરગોવીંદદાસ શુકલ

૫ રા. માસ્તર અમૃતલાલ મોરારજી હા. પોતે.

૧ ભાવસાર સોમચંદભાઇ ૧ જોશી ભાઇશંકર ત્રીભોવન

૧ વ્યાસ પ્રાણજીવન નરભેરામ ૧ ઓઝા મોરારજી લાલજી;

૫ મુલ્લાં રજબઅલી અમીજી માજી જેલર સાહેબ

૨ દસોદી શીવદાન ગુલાબસીંગ

૧ વૈદરાજ દયાશંકર ગીરધરલાલ

૧ સોની ચુનીલાલ મોહનલાલ

૧ સંઘવી કેશવલાલ મુળજી

૧ મેરાઇ બાવલભાઇ

## વઢવાણ કેંપ.

૫ મીસ્ત્રી મોહનલાલ દમાભાઇ

## લીંબડી.

૫ રા. સા. અમીન ઝવેરભાઇ નાથાભાઇ એડવાઇઝર સાહેબ

૫ મુલ્લાં સાહેબ મહમદઅલી હકીમજીભાઇ

## મુળી.

૫૦ નેકનામ સ્વ. મુળીના ઠાકોર સાહેબ. પરમાર શ્રી હરિશ્ચંદ્ર સિંહજી સાહેબ

## મુંબઈ.

૧૦ ટી. જી. શાહ ગાંધી

૧૦ ભાઇ નરોતમદાસ અમુલખભાઇ

## કલકત્તા.

૧૦ શેઠ નારાયણ ધનજી.

## જેતપુર.

૫ વકીલ સાહેબ ત્રિભૂવનદાસ જાદવજી ઉપદેશક,

## કુચ્છકેરા.

૫ શેઠ ખા. સા. કરમાળીભાઇ રહીમાણી

૧ શેઠ મુળજીભાઇ

## વીરમગામ.

૫ પરી. જીભાઇ કેવળદાસ.

## વડોદરા.

૫ ઠક્કર કાળીદાસ અંબારામ હા. ભાઇ મગનલાલ

૧ પોતા માટે તથા ૧ પોતાનાં ધર્મ પત્ની માટે.

૨ શ્રી સુરજબાઇ માતુશ્રી તથા પિતાશ્રી માટે.

૧ મરેઠા રાજારામ સખારામજી

## ચાણોદશ્રી રેવાજી તિર્થ.

૫ રા. રા. અમીન ભાઇલાલ દાદાભાઇ વહીવટદાર સાહેબ.

૫ શા. મોહનલાલ છગનભાઇ હા. નહાનાલાલ સ્કુ. માસ્તર સાહેબ

૧ ભાવસાર ચુનીલાલ દામોદરદાસ.

## સુંદરામપુર.

૫ વકીલ સાહેબ જગન્નાથ નાથજી પંડ્યા.

૧ શેઠ નીહાલચંદભાઇ.

ॐ श्री.

# अध्यात्म ग[illegible]ळो.

## મંગળાચરણ.

### પદ.

મંગળકારી નામ, પ્રભુ તુજ મંગળકારી નામ;
મંગળકારી નામ મનોહર, સર્વવ્યાપી સુખધામ; પ્રભુ. ટેક.
કહે કોઇ બ્રહ્મા, વિષ્ણુ કહે કોઇ, શિવ શક્તિ અભિરામ;
રામ કહે કોઇ, કૃષ્ણ કહે કોઇ, સર્વ તે તુંજ તમામ; પ્રભુ. ૧
તું ગણપતિ ને તું સરસ્વતિ છો, નથી જુદું કાંઇ નામ;
અનેક નામ ને રૂપ અનેક છે, કથ્યું ન આવે કામ; પ્રભુ. ૨
પૃથિવ પાણી તેજ ને વાયુ, તુંજ આકાશ તમામ;
પાતાળથી પણ આગળ પ્રસારો, ઠાલું મળે નહિ ઠામ; પ્રભુ. ૩
ભુમી ભુમીમાં ભાષા અનેક છે, અનેક રૂપ ને નામ;
આબ ને પાણી વસ્તુતા એકજ, રૂપ બરફ બન્યું નામ; પ્રભુ. ૪
જડ ચૈતન્યમાં જ્યાં જ્યાં નિહાળું, તુંજ દિસે ઠામ ઠામ;
જ્યાં હું જોઉં ત્યાં તારી લિલા ને, તારી લીલાનાં કામ; પ્રભુ. ૫
તુંજ પિતા ને માતા તે તું છું, તું ભાઇ ભગિનિ તમામ;
ભીડ પડે ત્યાં ભાગ્યાનો ભીરૂ, પ્રેમે કરૂં હું પ્રણામ; પ્રભુ. ૬
દાસ નિજાનંદે દ્રષ્ટિએ દીઠો, મુક્યાં મોહ ને ભામ;
ભુલેચુકે તુજ નામ લિધું હોય, અંત્ય સમે આવે કામ; પ્રભુ. ૭

# આદિ કવિની સ્તુતિ.

## બ્રહ્મસ્તોત્ર

આદિ કવિ આજે, કોણ થશે આપ જેવા;
પહેલા સઉથી તમને પ્રણમી, શુભ વિધ કરિયે સેવા રે; આદિ. ટેક.
શું ગણપતિ ને શું સરસ્વતિ છે, સરવે શિષ્ય તમારા;
આપ વિના હું અવર ન દેખું, છોજી પુજ્ય અમારા રે; આદિ. ૧
કયાંથી જ્યોતિષ્ય, વ્યાકરણ કયાંથી, કયાંથી પીંગળ પોથાં;
થાત કયાંથિ વૈદકનાં થોથાં, ખાત રહ્યા સૌ ગોથાં રે; આદિ. ૨
વિધવિધની જે વિદ્યા વિસ્તરિ, તે વિદ્વાનો સાચા;
પણ તે સરવે શિષ્ય તમારા, વ્યર્થ વદું નહિ વાચા રે; આદિ. ૩
શુન્ય વિશેથી સૃષ્ટિ કીધી, શુન્ય વિશેથી લીંટી;
શુન્ય અને લીંટીમાંથી સઉ, સૃષ્ટિ લીધી વીંટી રે; આદિ. ૪
શુન્ય અને લીંટીમાંથી વળિ, કીધા આંક અઢારે;
ધાતોની ધાતો કરિ વાળી, જે આજે ઉચ્ચારે રે; આદિ ૫
ગુણાકાર ને ભાગાકારો, બાદઆદિ, સરવાળા;
આંકોમાં એ સરવે આવ્યાં, વા! વા! બુદ્ધિવાળા રે; આદિ. ૬
શિશુઓ[1] માટે કરી સરળતા, મોટાં માટે એવી;
અષ્ટરાશિ બહુરાશી આદિક, ને ગુઢોત્તર જેવી રે; આદિ. ૭
અવર હશે કહિ એ વિદ્વાનો, એનાં જોતાં મૂળ;
પણ તે સરવે શિષ્ય તમારા, નહીં કોઇ તમ તુલ્ય રે; આદિ. ૮
વર્ણસ્થાન ઉચ્ચારિ વિચારી, સંખ્યા સંજ્ઞા સ્થાપી;
શુન્ય અને લીંટીમાંથી સઉ, અલગ અલગ કરિ આપી રે; આદિ ૯

---

૧. બાળક.

વાચક કરી અવાચક સૃષ્ટિ, જડ ચઇતન્ય નહિ જોયાં;
સહુનું હિત સાથે વિચારી, પૂરણ મનડાં પ્રોયાં રે; આદિ. ૧૦
ધર્મ કર્મમાં વેદો કીધા, તે પણ ધારી ધારી;
ઘણ ઉપરથી ઘણા રાખ્યું, નામે નિજ વિચારી રે; આદિ. ૧૧
ઉચિષ્ઠ આપ તણું આરોગી, કવિ પંડીત સૌ બનિયા;
દાસ નિજાનંદે તો તમને, પ્રેમ સહિત પ્રણમિયા રે; આદિ. ૧૨

---

## આ શરીર પરમેશ્વરે શ્યા માટે કર્યું છે?

### તે વિશે—ગરબી.

અલબેલી અંબે માત, જોવાને જઇયે. એ રાહ.

શું કરવા પ્રભુ શરીર, કીધું શ્યા કામે;
ઢાંક્યું ભરિ માંસ રૂધીર, હાડે ને ચામે. ટેક.
બીજાં પણ માંહિ દ્રવ્ય ભર્યાં કઇ, કહે ન આવે પાર રે;
છે હજિ કઇ તો છેક અજાણ્યાં, શું કરિયે વિસ્તાર; કીધું. ૧
ક્યાંઇ જાળિયાં[1] ક્યાંઇ માળિયાં[2], ક્યાંઇ ગોકળિયા કાચ[3] રે;
ક્યાંઇ રહ્યા માંહિ પોતે મ્હાલે, ક્યાંઇ વિજુનના[4] નાચ; કીધું. ૨
ક્યાંઇ પેટિ[5] ને ક્યાંઇ પટારા[6], ભર્યાં અમૂલખ માલ રે;
કળ કુંચીની ખબર પડે નહિં, તેવો સઘળો તાલ; કીધું. ૩
રેશમ જેવી રસિયો[7] લઇને, બહુ બહુ બાંધ્યા બંધ રે;
આધી વ્યાધિ ઉપાધિ ભરી મહિં, જુક્તિ થકી જગબંધ; કીધું. ૪

---

૧. મગજની જાળી. ૨. મસ્તકનું દશમું દ્વાર. ૩. નેત્રના. ૪. વીજળી. ૫. છાતીની તથા જઠરની. ૬. પેટના. ૭. નસો.

અધિક અધિક રચના કરિ એવી, જે કેથી ન કળાય રે;
વિગતે તેનું વર્ણન કરતાં, પાર ન કેથિ પમાય; કીધું. ૫
ઉત્તમ એવું શરીર ઉપાવ્યું, પણ શે આવે કામ રે;
મળ મૂતરનો ભર્યો કોથળો, દે તેના કોણ દામ; કીધું. ૬
એનું શું અભિમાન કહું જે, સ્વાસા વશ્ય કહેવાય રે;
શ્યો વિશ્વાસ કહું સ્વાસાનો, વામાં ઊડી જાય; કીધું. ૭
શુન્ય પડે થઇ સ્થૂળ બિચ્યારૂં, કથ્યું ન આવે કામ રે;
માટીમાં માટી થઇ મળશે, ગયા રમી જ્યાં રામ; કીધું. ૮
પશુ પંખી જિવ જંતૂ પણ કઇ, જન્મ ધરી જગમાંય રે;
બિન સ્વારથ જન હિત કારજ કરિ, અંત્યે તજશે કાય; કીધું. ૯
મુઆ પછી પણ હાડ ચામ દઇ, કરશે પર ઉપકાર રે;
પક્ષી પીછાં સૂધાં આપી, પ્રકાશશે નિજ પ્યાર; કીધું. ૧૦
અંત્યે એમનિ માટી તે પણ, ભરશે કઇનાં પેટ રે;
કામ કર્યાં તેં તન દઇ કેનાં, તે જો ઠેઠાઠેઠ; કીધું. ૧૧
સુંદર તારૂં શરિર રૂપાળું, કેને આવ્યું કામ રે;
કહે મોહન મન વિચાર કરિ લે, છે વિચારતું કામ; કીધું. ૧૨

---

## આત્મા પરમાત્મા અંત્યે સૌ એકજ છે.

રાગ—પદ.

જંજાળી જીવડે, મુકિતની જુકિત ન જાણી. એ રાગ.

આત્મા પરમાત્મા, અંત્યે સૌ એકજ જાણો;
અવિદ્યા અજ્ઞાને ભરિયો, જીવાત્મા પીછાણો રે; આત્મા–ટેક.

ગંગાજીના મીઠાં પાણી, મ્હા દરિયાનાં ખારાં;
ઉત્પત્તિ આકાશ તણી, ત્યાં નભમાં[1] તો નથિ ન્યારાં રે; આત્મા. ૧
જમનાજીનાં કાળાં પાણી, લાલ સમુદ્રે રાતાં;
વ્યોમેથી[2] વરસાદ વરસતાં, સ્ફાટિક સમ સોહાતાં રે; આત્મા. ૨
ક્ષેત્ર[3] સંગ સ્પર્શાદિક દોષે, ધર્મ વિવિધ સઉ ધારે;
ઉંચ નીચ કોટી સઉ એમજ, ધર્મ કર્મ અનુસારે રે; આત્મા. ૩
અમૃત રસ આંબામાં આવ્યો, મીઠો શેલડીમાંનો;
કટુ લીમડા કેરો લેખો, છે કેનાથી છાનો રે; આત્મા. ૪
દૂધ ગાયનું દૂધ થોરનું, દીઠાં વિધવિધ દૂધ;
કોઇ અમૃતમય આ સૃષ્ટિને, કોઇ હળાહળ શુદ્ધ રે; આત્મા. ૫
જ્યોતિમાંથી જ્યોતિ પ્રગટે, એમ જ્યોત સઉ જાગી;
જ્યોતિ રૂપ જગદિશ્વરથી નથિ, એક જ્યોતી આવી રે; આત્મા. ૬
ઉત્પત્તિ જેની જેમાંથી, એનો લય પણ એમાં;
કુદરતિ એતો રહ્યો કાયદો, સંશય તો પછિ શેમાં રે; આત્મા. ૭
ધર્મ કર્મના ગુણ અનુસારે, સર્વ ક્રિયાઓ રહેવી;
કેને પણ તે કઠણ ન ભાસે, કૃપાદ્રષ્ટિ એ કેવી રે; આત્મા. ૮
વષ્ટાના જંતુ[4] મન જાણે, વિષ્ટા મોટી વાત;
ાટી એમ ઉતરચડ કીધી, દયાળુ દીનોનાથ રે; આત્મા. ૯
એમ ઉતરતાં ચડતાં પ્રાણી, કોટીથી પરવારે;
સ્હેજે પામે સાયુજ મુક્તિ, સ્ફાટિક બનશે જ્યારે રે; આત્મા. ૧૦

---

૧–૨. આકાશ. ૩. ઉત્પત્તિસ્થાન. ૪. વિષ્ટાના જંતુ વિષ્ટા સમાન કોઇ સ્વાદુ ચીજ નથી એમ સમજી તેમાં મશગુલ રહેછે એવી કુદરતે તેમનામાં ખુબી રાખેલી છે.

છે કરિ એ માટે પણ કોટી[1], ઇશ્વર કરૂણા આણી;
જડ રૂપે રહિ છવટ જાતાં, સ્ફાટિક લેજો જાણી રે; આત્મા. ૧૧
કોટિકોટિનાં યાદ કરી દુખ, આત્માને અનુરાગો;
કહે નિજાનંદ આ તન દુર્લભ, જરા ઉંઘથી જાગો રે; આત્મા. ૧૨

---

# આ જગતમાં તારૂં કોઇએ નથી.

## અનિરૂધજીની ઘોડલી–એ રાગ

મારૂં મારૂં કાં કરિ જખ માર, તારૂં નથી કોઇએ;
તારાં પુણ્ય ને પાપ બે ધાર, પ્રભુમાં ચિત્ત પ્રોઇએ. ટેક.
તારૂં મારૂં કશું છે નહી રે, લઇ જશું ખુલ્લા હાથ;
રાજ વઇભવ તજી રાજવી રે, હાય હાય કરતા ઘસતા ગયા હાથ; તારૂં. ૧
ઘુમે ઘણા હાથી ઘોડલા રે, રથ પ્યાદળનો ન પાર,
ઉમદા બગીચા ને બંગલા રે, બીજી અલખત અપરમપાર; તારૂં. ૨
એક બીજીથી ગુણે આગળી રે, રૂડી રાણીઓ રૂપ અનૂપ;
રાજકુંવર રૂડા ફૂટડારે, મુંકી ચાલ્યા મોટા મોટા ભૂપ; તારૂં. ૩

---

૧. એમ ઉતર ચડ કોટીથી પર ગારતાં પણ જેના પાપ કર્મનો ક્ષય થઇ શકતો નથી એવા અભાગીયા જીવો માટે પણ ઇશ્વરે જડ કોટીમાં ઉત્તરોત્તર એવી કોટીઓ કરી છે કે જેના જોગે કાળાંતરે પણ કોઇ મહા પુરૂષના સ્પર્શાદીકથી તે મોક્ષ ગતિને પામેછે જેમકે અહલ્યા શલ્યા થઇ અને શ્રી રામચર્ણ સ્પર્શથી તેનો ઉદ્ધાર થયો. અહા! ઇશ્વર કેવો દયાળુ છે એ એટલાજ ઉપરથીજ આપણે સમજી શકીએ છીએ

ચોઘડિયાં[1] વાગે ચોકમાં રે, નોબતના થાય નાદ;
તોય ચેતે નહીં ચિત્તમાં રે, એને કાળ મળ્યો ઉસ્તાદ; તારૂં. ૪
ચોબદાર રૂખિયા ચ્યારનો રે, નિધા રખો[2] કહે નાથ;
રાખે ન પણ નિધા રાયજી રે, ભરે આભ સાથે જતી બાથ; તારૂં. ૫
ભોજન જમતા ભાવતાં રે, મન ગમતા મુખવાસ;
સેજે સુખપાલની પોઢતા રે, થયા યમનો ન એ એક ગ્રાસ; તારૂં. ૬
ધરા જેને ચાલે ધ્રૂજતી રે, ફૂંકે જેની ફાટે પ્હાડ;
એવા એવા ઉઠી ચાલિયા રે, એનું ખોળ્યું કટકી ન જડે હાડ; તારૂં. ૭

---

૧. ચોઘડીયાં સુચવે છે કે હે રાજા તમારા આયુષ્યમાંથી આ ચ્યાર ઘડી ઓછી થાય છે, બીજી ચ્યાર ઘડીનું તો ઇશ્વર જાણે માટે રાજમદ ન ધરતાં દયા ધર્મનું કોઇ સારૂં કામ થાય તો કરીલ્યો કેમકે આ ચોઘડીયાં સામાં કાળનાં ગેબી નગારાં ગડગડે છે અને તે અમે સાંભળીએ છીએ. ૨. ચોપદારની નકી સુચના કરેછે કે હે રાજા આ જે અધીકારી સલામ કરવા આવ્યો છે કે આવ્યા છે તે ઉપર તથા મારા ઉપર અને સર્વ જગત ઉપર કાળ ચક્ર ઉભું છે ને તે આપ ઉપરથી પણ ક્ષણ ભર ખસતું નથી માટે કોઇ રીતનો રાજમદ ન ધરતાં માથા પર કાળ ચક્ર ફરે છે તે સામી અમાગ પર મહેરબાની કરી નિધા રાખો મે દયા ધર્મનાં જે કામ થાય તે સત્વર કરીલ્યો. કેમકે ચોઘડીયાં કે નકીનો એ અર્થ આપે સમજવાનો છે.

હું જાણુંછું રાજદરબારમાં ચોઘડીયાં અને ચોપદાર રાખવાનો રીવાજ કોઇ બ્રહ્મવેત્તા ગુરૂના બોધથીજ રાજામાં સદા સત્વ ગુણ પ્રવર્તાવવા કોઇ રાજર્ષિ મહારાજાના વખતથીજ દાખલ થયેલો હશે.

અવતારી સૌ એ રીતે ગયા રે, જાતાં ન લાગી વાર;
હું તું છાગે રહ્યા હિસાબમાં રે, વીરા એનો તું કરિ જો વિચાર; તારૂં. ૮
ફોજો જેની હતી ચાલતી રે. જંજાળોનું હતું જોર;
અદ્રષ્યપણે તે ઉડી ગયા રે, કહો ચાલે શું ત્યાં કેનું જોર; તારૂં. ૯
હાજર હકીમો પાંચસો રે, વઇદો તણી તો શી વાત;
હારી બેશી હેઠા સૌ કહે રે, હવે છેવટ રહ્યું હરી હાથ; તારૂં. ૧૦
રાણીયો રૂએ રંગમ્હેલમાં રે, વસ્તી કરે વલોપાત;
હાથીયો રૂએ દરબારમાં રે, રહરહ ચોરે રૂએ ચારણ ભાટ; તારૂં. ૧૧
દરબારિ સૌ દરબારમાં રે, રૂદન કરી કરી રોય;
એક નિજાનંદ નામનો રે, પણ સાથે સોડયું નહીં કોય; તારૂં. ૧૨

# કોઇના દોષ ન જોવા વિશે.

## ગરબી.

અલબેલી અંબે માત, જોવાને જઇયે. એ રાગ.

દેખો નવ કેના દોષ, સરવે છે સારા;
સઉથી માનો સંતોષ, મિત્રો છો મારા. ટેક.

સારા સારા કહેજો સઉને, સરવે પણ છે શ્રેષ્ઠ રે;
નિજ નેત્રોનો વિકાર નડતાં, નિજને લાગે નેષ્ઠ; સરવે. ૧
અફિણ અમુલ્ય ચીજ જગતમાં, પડતા રાખે પ્રાણ રે;
એજ અફિણ કોઇ વખત કોઇના, જિવની કરશે હાણ; સરવે. ૨
સોમલ જેવું વિષ હળાહળ, એ પણ એવીજ રીત રે;
હરે એકના પ્રાણ અવરને, જગમાં દે જીત; સરવે. ૩

કમળો જેની થાય આંખમાં, પેખે પીળું સર્વ રે;
કેને દોષ કદી નવ દેશો, ગાંડો ધરિ મન ગર્વ; સરવે. ૪
સ્વભાવ સઉના શ્રૃષ્ઠિ મધ્યે, સરજ્યા સરજનહાર રે;
સદ્‌ગુણ દુરગુણ પણ તે સાથે, પ્રારબ્ધાનુસાર; સરવે. ૫
યોગ્ય સ્થળે ને યોગ્ય સમય પર, સરવે આવે કામ રે;
ગુણ અવગુણ કેના નવ ગણિએ, લઇએ પ્રભુનું નામ; સરવે. ૬
જેને જેવા રૂપે જોશો, તેવો થાશે તેહ રે;
શત્રુ મિત્ર તમ નેત્ર સર્વ છે, સ્વલ્પ નથી સંદેહ; સરવે. ૭
સાકર લેવા ચૌટે જાતાં, દેવા પડશે દામ રે;
રસનામાં[1] પણ સાકર રહિ છે, નાણું ન પડે નામ; સરવે. ૮
ખોબેખોબા ભરી ઉછાળો, દિલના થઇ ઉદાર રે;
આંખ્યોમાંથી અમિ વરસાવો, પામો સઉનો પ્યાર; સરવે. ૯
આત્મ તત્વ સઉમાં છે એકજ, નથિ જુદું નિરધાર રે;
શ્રીમુખનાં ગીતાનાં વચનો, વાંચી કરો વિચાર; સરવે. ૧૦
કથશો તેવું સુણશો કાને, સુણજો કાનોકાન રે;
શ્રેષ્ઠ કહે શ્રેષ્ઠજ કહેવાશો, નાદાને નાદાન; સરવે. ૧૧
પડઘા કેરી રીત પાધરી, જુઓ—અનાદી ચાલરે;
મારણ મોહન વશીકરણનો, મંત્ર એ મોહનલાલ; સરવે. ૧૨

## મનના ગોટા વિશે.

### પદ ઉપદેશી.

ગોટામાંથી કાઢ, પ્રભુ તું ગોટામાંથી કાઢ;
ગોટે ભર્યું બ્રહ્માંડ, પ્રભુ તું ગોટામાંથી કાઢ. ટેક.

---

૧. જીભમાં.

ઉઠતાં ગોટા બેસતાં ગોટા, સૂતાં ખાંડાખાંડ;
હાલતાં ચાલતાં હૈયે ગોટે, માંડી ધમપછાડ; પ્રભુ તું. ૧
ગોહિયો[1] ગોટો સ્વાસા ફેરો, માંહિ કરે મારફાડ;
નાડિયે નાડિયે ગોટા નોખા, સ્વાસા પાછળ ધાડ; પ્રભુ તુ. ૨
અવનીથી[2] આકાશે પ્હોંચે, પ્રૌઢા જેવા પ્હાડ;
મૂળ તો એનાં ઠેઠ પતાળે, ગોટા નિજ છે આડ; પ્રભુ તું. ૩
કોઇ સંકલ્પ વિકલ્પ કહે, છે ગોટાનો ભંજવાડ;
સુજે ન સાચી વસ્તુ કીધાં, ગોટે બંધ કમાડ; પ્રભુ તું. ૪
કાળું કાળું આકાશ એ પણ, ગોટાનીજ ધુમાડ;
અજ્ઞાન આવરણ અંતર ગોટા, વીંટિ રહ્યા કરિ વાડ; પ્રભુ તું. ૫
મન માંકડું[3] ગોટે મુંઝાણું, આંખ ન દે ઉઘાડ;
ઠામોઠામ ફરે ઠેકતું, કર્યા કરે જઇ રાડ; પ્રભુ તું. ૬
નાથ નિજાનંદના આ બેલી, પૂરણ તારો પાડ;
ધ્યાન કરી તુજ ધામમાં પ્હોંચ્યું, હોય લખ્યું લેલાડ; પ્રભુ તું. ૭

---

## છેવટ દોડાદોડ મુંકવા મનને ઉપદેશ.

### પદ.

મનવા મુંક હવે દોડાદોડ, મનવા—
હૃદયે સમર રણછોડ, મનવા—ટેક.
ખાધું પિધું પિંડ પોષણ કીધું, કે દી એમાં થાય કોડ;
કર્મનું દેવું કાપવા આવ્યા, ઉલટાં બાંધ્યાં ક્રોડ; મનવા. ૧

---

૧. ભાઇબંધ. ૨. પૃથ્વીથી. ૩. રાતા મોંનું વાંદરું.

આજની સમજણ શરૂમાં ન આવી, ખરી રહી એ ખોડ;
કોડ તારા તેતો કોઢ નિપજિયા, થઇ પડિ તોડાતોડ; મનવા. ૨
તારણ ન થયું ને ધારણ[1] નાડી, સ્વાસો કરે ઘોડાઘોડ;
બળાત્કારે જો એને બેસારૂં, તારી વધે દોડાદોડ; મનવા. ૩
ભાવી હશે તેતો ભૂધર કરશે, મેં તો મુંકી બાંધ છોડ;
હરી હીરો સાચો હું તો સમજિયો, તું ભલે કર દોડાદોડ; મનવા. ૪
દશ બેળો ભલે તું એક વ્યંડળ[2], મમતમાં માથું ફોડ;
એકડમલ્લ નિજાનંદ અળગો, પ્રભુની કરે હાથજોડ; મનવા. ૫

## મનવા પામરને પોકાર.

### પદ.

પામરકું પોકાર, મનવા પામરકું પોકાર;
હૈં કોઉ પામર હૈં કોઉ પામર, પામરકું પોકાર; મનવા–ટેક
રાજા બી પામર, પ્રજા બી પામર, પામર ખડે હારોહાર;
જોગી બી પામર, જતી બી પામર, ભટકત દ્વારેદ્વાર; મનવા. ૧
મેં બી હું પામર, તુમ બી હો પામર, પામરકા નહિં પાર;
સચ્ચિદાનંદ સ્વરૂપ જો ન પાયા, પામરકા સરદાર; મનવા. ૨
વ્યાઘ્ર બી પામર, સિંહ બી પામર, કીડી કુંજર ઇક લાર;
માનવ તનુ પાઇ પામર રહા સોઇ, પામર ગંડુ ગમાર; મનવા. ૩
આશા તૃષ્ણાકા અંત ન આયા, ગ્યારેસેં એકાકાર;
ચૈતન્યકું જીન્હે ચિન્હા નહીં, સોઇ પામરકા સરદાર; મનવા. ૪
નર બી હેં પામર, નારી બી પામર, અર્ભક[3] અપરંપાર;
પામર દાસ નિજાનંદ-કા પ્રભુ, આતમકા આધાર; મનવા. ૫

---

૧. ધીરજ. ૨. દશ ઇંદ્રી ને એક અંતઃકરણ. ૩. બાળક.

## હવે તો લાલ કન્હૈયાનું કામ છે.

પદ.

અબતો ઓહી કન્હૈયેકો કામ, અબતો-
દુસરેકો આવૈ કયા કામ, અબતો—ટેક
દેવકીકો જાયો, વસુદેવકો બેટો;
જન્મ મથુરાપુરી ધામ; અબતો- ૧
યશોદા ઊછેર્યો, નંદને પોષ્યો;
ગોકુળ જિનકો ગામ; અબતો- ૨
ગોપીજનવલ્લભ, સખા ગોપનકો;
બંદાબનમેં બિશરામ, અબતો- ૩
ગૌધેન ચારી, લુંટી મહિયારી;
કીન્હો ચોરનકો કામ; અબતો- ૪
કંશકો માર્યો, યદુ કુલ તાર્યો;
મેરે નામે જ્યાકો નામ[1]; અબતો- ૫

## હવે તો સિતા રામનું સ્મરણ કર.

પદ ઉપદેશી.

અબતો સ્મર લે તું સીતા રામ, અબતો-
ઔર કયા આવૈગો કામ, અબતો—ટેક.
કુટુંબ કળત્ર ને, પુત્રો બી પેખા,
કીન્હા પ્રસકો પ્રણામ; અબતો- ૧
રાજા બી દેખા, પ્રજા બી દેખી,
કીન્હી શેઠોકી સલામ; અબતો- ૨

૧. મોહન અથવા દામોદર.

આશા તૃષ્ણામેં, આયુષ્ય ગુમાયા;
કછુ ન આયા કામ; અબતો— ૩
સિતા રામકો નામ સબસેં અનૂપમ;
સબહીકું હૈં સુખ ધામ; અબતો— ૪
દાસ નિજાનંદ ઔર સબેંકો;
પ્રેમસેં કરત પ્રણામ; અબતો— ૫

## પરોપકારી વનદેવીના વિસ્તાર વિશે.

### ગરબી.

"ધોળકામાં ધર્મશી ફૂલતો, મેઘાડંબર ગાજે" એ રાગ.

વ્હેલાં ઉઠી અમે વીચર્યાં, આજ વન તણી વાટે;
વનદેવી મોટાં વિશ્વંભરા, એને મળવાને માટે. ૧
મોટો એનો પરિવાર જોયાં, પેખ્યો પર ઉપકારી;
સૃષ્ટાએ એને ભલે સરજ્યાં, એની કહું બલિહારી. ૨
ગુણ સામો ગુણ સૌ કરે, કહું પાડ ત્યાં કેનો;
અવગુણ ઉપર ગુણ કરે, એ તો પરિવાર એનો. ૩
છેદે ભેદે તે ન મન ધરે, પંખી આશ્રય પામે;
ફળ ફુલ એનાં અશન[1] કરે, એને છાંયે વિરામે. ૪
શિત તૃષા તાપ તન સહી, સઉના પરિતાપ કાપે;
ચંદન અગ્નિ તને[2] સહી, અધિક સુગંધિ આપે. ૫
અઢાર ભાર એ વનસ્પતિ, નામ ઔષધિ કહાવે;
ના એનાં પંચાગની નથી, ભલે લ્યો જેહ ફાવે. ૬

---

૧. ખાવું. ૨. શરીરે.

કાપી કુપી ખોખરાં કરી, ઉન્હા નિરમાં ઉકાળો;
યોગ્ય લાગે તેમ વાપરી, તમ તન દુઃખ ટાળો. ૭
ઉદારતા જુઓ એહની, એવી તમથી રહેશે ?
તમ માટ મોટાં તરૂ[1] બની, શિર કરવત સ્હેશે. ૮
મેડી મ્હોલાતો એની થશે, એના પેટી પટારા;
મ્હાણુ વિવિધ કટક બાંધશે, માલ ભરવા ખટારા. ૯
ગાડિયો વિવિધ તરેહની, એના કોચ પલંગો;
મેજો ખુરશિયો એની બની, સહુ એનાંજ અંગો. ૧૦
જાઇ, જૂઇ, ચંપો, મોગરો, આદિ અત્તર જેજે;
વન દેવી વિણ ક્યાંથી વાપરો, શોભે જે તમ સેજે. ૧૧
શાક ને પાન અનાજ સૌ, તન પોષક તમારાં;
વિસ્તાર વનદેવીનો કહું, જુઓ એ છે બિચારાં ૧૨
વિજાતિ થઇ કેવી વાવરે, પરમારથ બુદ્ધિ;
અરે સજાતિની અંતરે, શાણા લ્યો તન શુદ્ધિ[2]. ૧૩
અંત્યે સૌને અવશાનમાં, અરે કામ એ આવે;
સાથે બળે સમશ્યાનમાં, સાચું સગપણ જણાવે. ૧૪
કેને આવ્યા તમે કામમાં, જેવાં કામ એ આવે;
મોહન કહે મારા મ્હાતમા, વિચારો કાંઇ હાવે. ૧૫

## જડ જડ કરી જડની કીંમત કાઢી ન નાખવા વિશે.

### ગરબી.

વનમાં ભુલી પડીરે, પેલો ક્યાં ગયો કાનુડો. એ રાગ.

---

૧. ઝાડ. ૨. ખબર.

જડ જડ શું કરો રે, જડ તો જુઓ કરે તમ સેવા;
જડથી મુલ માનવનું જાણો, ઉપકારી કોણ એવાં; જડ. ૧
વલકળ પ્હેરી વનમાં વસતા, વનફળ વનનાં ખાતા;
વન વનફળ વલકળ એ જડ વિણ, શ્યાથી પામત શાતા; જડ. ૨
જડ પથ્થર પાષાણ વિવિધના, લસલાકડ તરૂ કેરાં,
જડની મેડી ને મ્હોલાતો, જે મંદિર તમ કેરાં; જડ. ૩
હીરા માણેક મોતી આદિક, સોનું રૂપું સરવે;
જડ તો જનનું જીવન જાણો, ભર્યાં ગર્થને ગર્વે; જડ. ૪
એથી રાજા એથી રાણા, એથિ શેઠ શાહુકાર;
એથિ વકિલ એથી વાણોતર, એથિજ જગ વ્યવહાર; જડ. ૫
જડ એ જો ના હોત જગતમાં, સરવે ભાસત શુન્ય;
કોઇ રહેત ન કેનું થઇને, કોણ અધિક ને ન્યૂન્ય; જડ. ૬
એ ચઇતન્ય પણ હતાં એક દિન, અને હજી છે આજ;
તે ચઇતન્ય તજિ જડતા પામ્યાં, સેવા ન કરી તાજ; જડ. ૭
પર ઉપકારે પીંડ ધર્યા અહીં, પશૂ પક્ષિની પેઠે;
માનવ થઇ મન નવ સમજે તો, એ પણ એની હેઠે; જડ. ૮
માને[1] પેટ રહી પણ તમને, નિશ દિન ફર્યા ઉપાડી;
ગુણ તમારા કે અવગુણ જોઇ, આંખ ન જરા ઉપાડી; જડ. ૯
જેણે જેવી સેવા થઇ તે, સર્વ પ્રકારે કીધી;
એ ચઇતન્ય તજિ જડતા પામ્યાં, પણ એની એ વિધિ; જડ. ૧૦
કરી ન આત્મ પ્રસંશા કેણે, ગર્વ ન કેણે ધરિયા;
કહો તમે શકશો થઇ એવા, આપ દિલાવર દરિયા; જડ. ૧૧

---

૧ પૃથ્વિને.

કેની ત્વચા ને અસ્થિ કેનાં, કેનું માંસ, રૂધીર;
કેની વિષ્ઠા, મૂતર કેનાં, કેના વાળ શરીર; જડ. ૧૨
કેનાં દૂધ અને નખ કેના, કેનાં શીંગ સુંવાળાં;
કાળા સર્પ તણી કાંચળી, ને મ્હોરા વિષવાળા; જડ. ૧૩
પક્ષિનાં પીંછાં પણ સુંદર, કઇનાં આવે કામ;
કહો તમારૂં કામ શું આવ્યું, પરમારથને કામ; જડ. ૧૪
જુઓ તમારો વઇભવ સઘળો, પરમાંથી લ્યો પેખી;
કેને તમે કામ શું આવ્યા, નિજાનંદ લ્યો દેખી; જડ. ૧૫

---

## ક્ષણભંગુર શરીર વિશે.

### પદ ઉપદેશી.

હૈં ઇક નિમિષકા ચટના, તેરા દેખ લે મટકા;
સબ જાય કાલકા ફટકા, માલિક કોય નહિં ઘટકા;
તમાશા દેખ લે નટકા, તેરા કો ન નિકટકા;
ગુજર ગયે વર્ષ પાંસઠકા, સપાટા દેખ છાસઠકા,
વાસી જો હૃદય તટકા, ખેલનહાર ચોપટકા;
જિત તિત લે જાયે પટકા, નહિં બનિ તું નદી તટકા;
બેઠનહાર ચારઠકા, ચાલનહાર પગવટકા;
એ હૈં હાલ છેવટકા, રખ કુછ દીલમેં ખટકા;
નિજાનંદ છોડ દે લટકા. ૧

---

# * હૃદય રૂપી ઝોળી વિષે.

પદ

ખુદા રખે ન મેરી ઝોલી ખાલી, રામ નામ મેરી ઝોલીમેં;
રામ નામકા સ્વાદ અનૂપમ, નહિં ખિર ખાંડ ઘી પોલીમેં; ખુદા.-ટેક.
ચંદા સૂરજ જહાં નહિ પ્હોંચે, સબ આયે મેરી ઝોલીમેં; ખુદા ૧
બ્રહ્મા વિષ્ણુ શંકર ભોલા, આઇ રહે મેરી ઝોલીમેં; ખુદા. ૨
વૃંદાબનસેં આય કન્હૈયા, બૈઠ રહ્યા મેરી ઝોલીમેં; ખુદા. ૩
ક્યા કહું રિદ્ધિ તીન લોકકી, આઇ રહી મેરી ઝોલીમેં; ખુદા. ૪
તીન ગૂનકી ક્યા હૈ સત્તા, રહી જગતકી બોલીમેં; ખુદા. ૫
અનૂભવી જન આનંદ પાવેં, ઔર રહે ઠંઠોલીમેં[1]; ખુદા. ૬
દાસ નિજાનંદ હસ કર બૈઠા, રામ ભજનકી ડોલીમેં; ખુદા. ૭

---

# જગતમાં કોઈ કેનું નથી.

## પદ ઉપદેશી.

દેખો દુનિયામેં ક્યાજી, સબ હૈં સ્વારથકી બાજી-ટેક.
કોઉ કિસીકા હૈ ન જગતમેં, સ્વારથકે[2] માજી;
કિસકી જોરૂ કિસકા લડકા, સ્વારથ બાવાજી[3]; દેખો. ૧
સ્વાર્થ હુઆ જબ સબે હુવા હૈં, કયા કહવેં કાજી;
સ્વાર્થ સરા જબ કોઉ ન તેરા, દેખ જગત સાજી; દેખો. ૨
મેં સ્વારથકા તુમ સ્વારથકે, સ્વારથસેં રાજી;
પરમારથકી બાત ન પેખી, દગાબાજ પાજી; દેખો. ૩

---

૧. મશ્કરી. ૨-૩. સ્વાર્થ હોય તો કોઇ માજી કે બાવાજી કહે.

સ્વારથ મિત્ર મહોબ્બત સ્વારથ, સ્વારથકે હાજી;
સ્વારથ બૈન રૂ સ્વારથ ભૈયા, ક્યા રહવૈં ઝાઝી; દેખો. ૪
સ્વારથ વાહન સ્વારથ વૈભવ, સ્વારથકે વાજી[1];
નિજાનંદ સબ હૈં સ્વારથકે, મિયાંજિ મુલ્લાંજી; દેખો. ૫

## આખર કાંઈ નથી, સર્વ ધૂળ છે.

(૨)

દેખો કહા કુસુમકા ફૂલ, આખર સબે ધૂલકી ધૂલ. ટેક.
ક્યા ગુલાબ ઔર ક્યા ચંમેલી, ક્યા ચંપાકા ફૂલ;
જાઇ જૂઇ ક્યા બટકમોગરા, મત હોના મસ્ગૂલ; દેખો. ૧
દાનવ માનવ પશૂ પક્ષિ ક્યા, કહું મેં ઉદ્‌ભિજ ફૂલ;
દેવલોકમેં દુસરિ ન દેખી, કહું મેં કિનકી ભૂલ; દેખો. ૨
નૂર ખુદાકા જબ તક જિયમેં, માનહુ ઇનકો મૂલ;
નૂર ગયા જબ સબે ગુમાયા, સબ કો કરૈં કબૂલ; દેખો. ૩
ક્યા સૂના ક્યા કહું રુપેકા, હીરા રત્ન અમુલ્ય;
સચ્ચ્યા મોતી સો નહિં સચ્ચ્યા, હૈં કુચ્ચ્યા બિલકૂલ; દેખો. ૪
સચ્ચ્યા નામ ઇક હૈં સાહિબકા, પ્રીતમેં રહ્યો પ્રફૂલ્ય;
કહૈં નિજાનંદ નાથ નિરંજન, કોઉ ન ઇનકી તુલ્ય; દેખો. ૫

## ઘાટ તો જુઓ, કેવો બન્યો છે!

(૩).

દેખો ઘાટ એ કૈસા બના, આખર સબે હોયગા ફના. ટેક.
અચ્છયા અચ્છયા સબ બોલત હૈં, સમજત નહિં ઇતના;
ચ્યાર દિવસકા યહ હૈં ચટકા, આખર મટકા ફના; દેખો. ૧

[1] ઘોડો.

પીર કહા પેગંબર કયા હૈં, હૈં કિનકા રહના;
દૈત ગયે દાનવ ભી હો ગય, હૈં સબકાં ચલના; દેખો. ૨
બડા મ્હેલ મેડી મંદિર કયા. બાગ બગીચા બના;
મસિદ મિનારા જીરન હો ગય, કાલકિ આગૂ ફના; દેખો. ૩
અચ્છયા રાજા અચ્છી રાની, રાજકુમાર કયા બના;
કયા વારાંગના, ઇંદ્ર કહા હૈં, ફિર કિનકા કહના; દેખો. ૪
અચ્છયા કહને વાલેકું ભી, હૈં ન ઇધર ટિકના;
અચ્છયા નામ કહું સાહિબકા, નિત્યાનંદ રટના; દેખો. ૫

---

## ભૂલમાં ન પડવા વિશે.

### ઉપદેશી પદ–ગજલ કવાલી.

અરે શું ભૂલમાં ભૂલે, ચતુરાઇ પડી ચૂલે;
ના તું નામ હરિનું લે, ઉદ્ધાર નામ એ કરશે ૧
દુખમાં શું ગયો ડૂબી, હાર કર[1] ઝાલ તું ઝુંબી;
ખરિ તો એજ છે ખૂબી, કર એ સહાયતા કરશે. ૨
કુટુંબી તો કહેવાના, સગા જો હોય લેવાના;
દમડી કો ન દેવાના, અંત્યે રોઝડી[2] કરશે. ૩
માટે મુંક માયા મામ[3], તારૂં કો ન લેશે નામ;
કરવાનું કરી લે કામ, હામ એ પુરી કરશે. ૪
છે સઉ સ્વાર્થના સાથી, નથી તુજ કોઇ સંધાથી;
રહેશે ધર્યા તુજ હાથો, સાક્ષિ કામ શું કરશે. ૫

---

૧. હાથ. ૨. ફજેતી. ૩. મમત.

જેમ સાંચ રૂપાળીક, ફેરા કર્મના દોષે;
આમમાંથી થયા જે જીવ, જ્યારે કર્મ ક્ષય કરશે. ૬
કરશે ષટ રિપુનો ત્યાગ, ધરશે ધર્મ ને નીતિ;
હૃદયથી રાગ ને વળિ દ્વેષ, જ્યારે અલગ લઇ ધરશે. ૭
પૂરો પામશે વૈરાગ્ય, મનને મારશે જે કાગ;
ત્યારે લાગશે ન વાર, હરિ ઉદ્ધાર એ કરશે. ૮
તારૂં તું કરી લે ભાઇ, સરવે આંહિનું છે આંહિ;
મોજાં જો સમૂદર માંહિ, શું છોટાં વડાં કરશે. ૯
કોટી ઉચ ને વળિ નીચ, મોજાં જ્યમ સમૂદર બિચ;
છીપ[1] સંખ કાદવ કીચ, એમાં કોક શું કરશે. ૧૦
એની તજ તું અદેખાઇ, મનને વાળ તું ભાઇભાઇ;
તારે શી કહું સગાઇ, કેની તું ફિકર ધરશે. ૧૧
નિત્યાનંદ મનની વાત, ભાવે કહિ તને મેં ભ્રાત;
સૌના છે પ્રભુ સાક્ષાત, સૌનું એ ભલું કરશે. ૧૨

## પંખી મેળો.

### ગરબી.

ચાલો ચાલો સૌ એક વાર ચાલો, ઉદેપુર જઇએ રે. એ રાગ.
પેખો પેખો સૌ એક વાર પેખો, આ પંખી મેળો રે;

---

૧. ઉંચામાં ઉંચાં મોતી અને કાદવ કીચડ પણ દરીઆમાં હોય છે તેમ ઉંચામાં ઉંચું મનુષ્ય પ્રાણી ને ઝીણામાં ઝીણા જંતુ વિશેષ તેજ રીતે મનુષ્યમાં કોઇ શ્રીમંત, કોઇ ગરીબ, કોઇ દુષ્ટ દુરાચારી ને કોઇ દયાળુ પ્રભુના લાલ સંગીત પ્રમાણે થાય છે. આપણે તેની અદેખાઇ કરવાની નથી.

દિલ શુદ્ધમાં જાતરી દેખો, આ પંખી મેળા રે. ૧
વિશ્વવૃક્ષ સરજ્યું સરજનારે, આ[1]-જડ ચૈતન્ય ઉદ્‌ભિજ ડાળે ડાળે, આ-૨
ઠામોઠામ એમાં ઘણા માળા, આ-વસે પંખી વિવિધ રૂપવાળાં, આ-. ૩
એક બીજાને આશરે એ છે, આ-કઇક રાજા રાણી થઇ રહેછે, આ-. ૪
કૈક કાળ સિંચાણા સમાણા, આ-પંખી પાસે વશી પસતાણાં, આ-. ૫
કૈક સર્પ ખજૂરા[2] જેવાં, આ-ચઇ વીંછી કઇ ડંખ દે એવાં, આ-. ૬
કાળ સિંચાણો સૌને માથે, આ-જતાં ક્રિવિ કરે કઇક એક સાથે, આ-. ૭
એવાં જાય અનેક રોજ ઊડી, આ-નવાં આવી કરે દેશ કુંડી, આ-. ૮
થિર કેનું નહીં ઠેકાણું, આ-જોતાં સર્વે સ્વપ્નાવત જાણું, આ-. ૯
રખા રાગ ને દ્વેષ દિસે એમાં, આ-જોતાં માલ જરા નથી જેમાં, આ-૧૦
કોણ ક્યાંથી આવ્યું કોણ જાણે, આ-મિથ્યા મોહ ને મમતા આણે, આ-૧૧
આવ્યાં એમ વળી ઊડિ જાવું, આ-નિર્ખિ મેળા નિજાનંદ ખુશિ થાવું, એ
શંભૂ મેળા રે. ૧૨

## શંભૂ મેળાની શોભા.

### રાગ ઉપર પ્રમાણે.

જોવા જેવો જુઓ આવી જામ્યો, આ શંભૂ મેળા રે;
જેનો પાર ન કોઇએ પામ્યો, આ શંભૂ મેળા રે. ૧
એનો નેજો ઉડે આકાશે, આ[3]-મળ પાતાળમાં ન પ્રકાશે, આ-. ૨
પંચભૂત ત્યાં સર્વત્ર પેખો, આ-જડ ઉદ્‌ભિજ જુદાં નવ લેખો, આ-. ૩
ચારૂ ચૈતન્ય પણ એજ હારે, આ-જાણો એકજ બ્રહ્મને આકારે, આ-. ૪

---

૧આ-. આવી નીશાની હોય ત્યાં દરેક ચરણને છેડે આ પંખી મેળારે એમ પુરૂં વાંચવું. ૨. કાનખજૂરા. ૩. આ-. આવી નીશાની હોય ત્યાં આ શંભુ મેળારે એમ પુરૂં વાંચવું.

કોઇક હાથ કાં પગ, મુંછવાળાં, આ- કોઇક મુંછ થી નિરાળાં[1] મુંછવાળાં, આ-૫
કોઇને પાંખો કરી કરતારે, આ- કોઇને સો પગ કર્યાં એક હારે, આ-.૬
કોઇક બે પગ ચે પગ વાળા, આ- ચાર મુખ કાં કોઇ ચાંચવાળાં, આ-.૭
શિંગ શિર પર કોઇકને સહાવ, આ- કોઇના પગનો પત્તો નહીં પાવે, આ- ૮
રૂપરંગ કાં ઘાટ ભિન્ન નિપજ્યાં, આ- પણ આત્મા આકારે એક સરખા, આ-.૯
તરૂ રૂપ રહ્યાં કોઇક મ્હેંક્યાં. આ- ફળ પુષ્પે રહ્યાં કોઇક મ્હેંકી, આ-.૧૦
કોઇ જડ રૂપ ગિરિ[2] થઇ પડિયા, આ- ધાતુ ઉપધાતુથી પેટ ભરિયાં, આ-૧૧
ખાધું પીધું કે ખર્ચિ ન કોડી, આ- જાણ્યું તેણે કાઢ્યું પેટ ફોડી, આ-.૧૨
વિણ પાંખે સૌ પંખિયો કહાવે, આ- અનુભવિને અંતરે આવે, આ-. ૧૩
ક્ષુધ અહાર મૈથુન્ય છંડિ જાવું, આ-સૌમાં સરખું પ્રભુએ સુહાવ્યું. આ-.૧૪
નિજાનંદમાં મગન થઇ રહેવું, આ- ઘણે હેતે હરિ ૐ હરિ કહેવું, આ-. ૧૫

## આત્મ ગોષ્ટી.

### ગરબી.

ઓ પ્રિયમાં પ્રિય મુજ આત્મ, છો જિવ રૂપે રે;
નથિ તમથી દુર પરમાત્મ, શુદ્ધ સ્વરૂપે રે. ૧
ધરિ ભિનભિન રૂપ આકાર, વિવિધ પ્રકારે રે;
છો ઊભા ઠારોઠાર. આ સંસારે રે. ૨
એ ભિન્નપણાના વાત, અળગી થાશે રે;
મોહ માયાદિક વળગાટ, અળગા જાશે રે. ૩
સ્વરૂપે ત્યારે નથિ વાર, શું વિચારો રે;
છે દ્રષ્ય અનિત્ય મોઝાર, વાસ તમારો રે. ૪

---

૧. જુદાં. ૨. પર્વત.

છો નિત્ય તમે તો બાપ, ભૂલ ભરિયા રે;
એ ભૂલો તણે પ્રતાપ, આવી ચડિયા રે. ૫
ભૂલોમાં કરશો ભૂલ, પછી પસ્તાશો રે;
નથિ જુઓ તમારૂં સ્થૂળ, તેજ તપાસો રે. ૬
શુભ વિધે કરાવી સ્નાન, વળિ સાંચવવું રે;
કરિ પટ ભૂષણ પરિધાન્ય, પોષણ કરવું રે. ૭
જો સાજું માંદુ થાય, પીડા સ્હેવી રે;
વોય મા વોય મા થઇ જાય, વાત શિ કહેવી રે. ૮
વૈદ દાકતરના લાચાર, એને કાજે રે;
કરવાં ઔષધ ઉપચાર, માને ઝાઝે રે. ૯
પીવાં કટુ ઉગ્ર અનેક, ક્યરી કરિ મરવું રે;
તજવી નિજની શુભ ટેક. મરણથી ડરવું રે. ૧૦
ધરતાં તન[1] ધરિયું નામ, અરથ બહુ ઉંડો રે;
વળિ દારૂણ દુખનું ધામ, કથને કૂડો રે. ૧૧
કરિ એના સુખને કાજ, ભૂલા ભમિયા રે;
દિલ એની જાણી દાઝ, જ્યાં ત્યાં નમિયા રે. ૧૨
પણ પરમારથનું કામ, એથિ ન થાશે રે;
જ્યાં ભજવા સીતા રામ, ઉંધે ઘેરાશે રે. ૧૩
નહિં શરિર થયું તુજ નેટ, લે વિચારી રે;
છે વ્યર્થ ઉપાડી વેઠ, લે દિલ ધારી રે. ૧૪
કઇ કીધાં કૃત્ય અકૃત્ય, એને કાજે રે;
તે ગયાં નિજાનંદ વ્યર્થ, એ નવ લાજે રે. ૧૫

---

૧. ત—તારૂં. ન—નહીં=તે શરીર.

## દેહિક સગાં બહુધાં.

### ભાવીશી-ગરબી.

જે સગાં માત ને તાત, ભગિન ભ્રાતા રે;
જે પુત્ર પુત્રિના સાથ, તેની માતા રે. ૧
એ સરવે કહું અનિત્ય, દેહિક દેખું રે;
પછિ કોણ સગાં ને મિત્ર, કરૂં શું લેખું રે. ૨
જે કાજે કૃત્ય અકૃત્ય, સહુ છે કરવાં રે;
તે સહુને કહે તું સત્ય, વાત ઉચરતા રે. ૩
તુજ રળમાં સરવે ભાગ, કરી હક લેશે રે;
પણ કૃત્ય અકૃત્યના લાગ, શિર કોણ સ્હેશે રે. ૪
ચોરી કરિ લાવે ચોર, સરવે ખાશે રે,
પણ કાળાગ્રહમાં ચોર, એકજ જાશે રે. ૫
કર જમણો કરશે કૃત્ય, શું ડાબાને રે;
વિષપાની[1] પામે અંત્ય, શું બીજાને રે. ૬
જો પૂર્વ જન્મની વાત, વિર વિચારી રે;
ક્યાં સગાં કુટુંબના સાથ, ક્યાં તે નારી રે. ૭
જેને લીધે કરિ ભૂલ, અહિં તું આવ્યો રે;
તે વિચારિ જો તું મૂળ, શું તું ફાવ્યો રે. ૮
જો સૂજે ભવ જા ત્યાય, મારે ધક્કા રે;
નહિં આવ કહે કોઇ માંય, હશે તુજ લખ્યો રે. ૯
આ ભવનું પણ જો એમ, વિર વિચારી રે;
છે સર્વ એમનું એમ, એવિજ નારી રે. ૧૦

---

1. ઝેર પીનાર.

નથિ તુજ જો તૂજ શરીર, અવર કોણ થાશે રે;
નાહિ તુજને સઉ નદિ તીર, સદને* જાશે રે. ૧૧
જે લેણુ દેણુના ભાવ, લીધા દીધા રે;
ચાહન જ્યાં થયો ચુકાવ, ચાલ્યા સીધા રે. ૧૨
તુજ વાહન વૈભવ સર્વ, સમજ એ રીતે રે;
ગાંડા ધર શું મન ગર્વ, તુજ નિમિત્તે રે. ૧૩
તારાં તો કહિયે તેજ, ચાલે સાથે રે;
તે કૃત્ય અપકૃત્ય છે એ-જ, કરિશ જે હાથે રે. ૧૪
આકા જે મારાં બોલ, સહુ તુજ મારા‡ રે;
નથિ તુજ રિપુઓ× તે તોલ, કોઇ થનારા રે. ૧૫
રહિ રિપુઓ અળગા વેર, વળે તે વાળે રે;
આ ચારાશીમાં ફેર, તને લઇ ઘાલે રે. ૧૬
તુજ આત્મા તણા અરીવ,+ જથારથ જોતાં રે;
જેને લીધે થઇ જીવ, રહ્યો આ ગોથાં રે. ૧૭
નથિ પૂર્વ જન્મનું કાંઇ, લાવ્યો સાથે રે;
આ પૂર્વની હોય કમાઇ, કરી જે હાથે રે. ૧૮
આ ભવનું પણ તું એમ, જાણી લેજે રે;
જો ઇચ્છે તારૂં ક્ષેમ, સમજી રહેજે રે. ૧૯
તારો તારક હરિ એક, તપાશી જો તું રે;
તું છોડ બિજું તો છેક, સરવે સોતું રે. ૨૦
મરતાં પણ તારો જીવ, જેમાં રહેછે રે;
અંત્યે તો તૂજ અરીવ, સાચાં એ છે રે. ૨૧

---

* ઘર. ‡ મારનારા. ×—+ શત્રુ.

નહિ ચોઠ કશુંએ સાથ, પાર લૈં પામી રે;
ભજ નિજાનંદનો નાથ, અંતરજામી રે. ૨૨

---

## મારાં વહાલાં પંખીડાંને પ્રબોધના.

### ગરબી—રાગ વહાલાજીના મહીના.

રે પંખીડાં શું સમજો સુખ ને સ્વાર્થ રે, પંખીડાં;
પહેલો તો પ્રીછો એ સૌમાં પરમાર્થ; મારાં પંખીડાં. ૧
સાચો તો અંત્યે એમાં છે તમ સ્વાર્થ રે; પંખીડાં;
જો સમજો તો એ અક્ષય સુખ યથાર્થ; મારાં પંખીડાં. ૨
પણ જગ વ્યવહારે સમજોછો જે સુખ રે, પંખીડાં;
તે દહાડે પાડે દેખાશે અતિ દુઃખ; મારાં પંખીડાં. ૩
ને જગ વ્યવહારે સમજોછો જે સ્વાર્થ રે, પંખીડાં;
પણ તે તો સરવે ભાવી કર ભાવાર્થ; મારાં પંખીડાં. ૪
શુભ રીતે સઉ નિજનું ઇચ્છે સુખ રે, પંખીડાં;
પછિ સ્રી સંતતિનું પણ સુખ ઇચ્છે મુખ્ય; મારાં પંખીડાં. ૫
પણ સંચિત સઉનાં સઉ લઇ આવે સંગ રે, પંખીડાં;
ત્યાં રહે તમારા ઉરના ધર્યા ઉમંગ; મારાં પંખીડાં. ૬
જે દુખ વેઠો તે આટાલુણુમાં જાય રે, પંખીડાં;
ને કર્યું તમારૂં કામ ન લાગે કાંય; મારાં પંખીડાં. ૭
જ્યા જેવાં સંચિત તેવો સૌને જોગ રે, પંખીડાં;
તે આવી મળશે ત્રણુ કીધે ઉદ્યોગ; મારાં પંખીડાં. ૮
જુઓ અમે તો કોટી કરી પ્રયાસ રે, પંખીડાં;
પણ એક યત્ન તન સફળ થવાની ન આશ; મારાં પંખીડાં. ૯

જો કદી હશે ભાવી સંચિતનો જોગ રે, પંખીડાં;
તો સત્વર આવી મળશે સૌ સંજોગ; મારાં પંખીડાં. ૧૦
છે એને અનુસરિ સૌનો બુદ્ધિ વિકાસ રે, પંખીડાં;
સો સલાહકારનિ થાય બુદ્ધિનો નાશ; મારાં પંખીડાં. ૧૧
ત્યાં કેનું કહ્યું કર્યું નવ આવે કામ રે, પંખીડાં;
તે પિછાણજો છે ભાવીનાં પરિણામ; મારાં પંખીડાં. ૧૨
છે ભાવી તે સઉ સંચિત અનુસરિ હોય રે, પંખીડાં;
સંચિતનાં ભોક્તા તો છે સર્વે કોય; મારાં પંખીડાં. ૧૩
જો નિજ આત્માનું ઉરમાં ઇચ્છો હીત રે, પંખીડાં;
તો પ્રેમે ધરજો પરમારથમાં પ્રીત; મારાં પંખીડાં. ૧૪
સાચો તો અંત્યે એજ કહું સિદ્ધાંત રે, પંખીડાં;
એ દાસ નિજાનંદની છે અનુભવિ વાત; મારાં પંખીડાં. ૧૫

---

## જગતમાં કાંઇ નથી તે વિષે.

### પદ ઉપદેશી

જગતમાં[1] કાંઇ નથી શું જુઓ, જગતમાં કાંઇ નથી શું જુઓ;
કોણ હુવો ના હુવો, જગતમાં કાંઇ નથી શું જુઓ—ટેક.
કોણ પિતા ને માતા કેની, કોણ ભાઇ ભાંડુઓ;
કેના બાંધવ બેની કેનાં, શૌચ શ્વાસમાં હુવો—જગતમાં-૧
કેના પુત્ર પુત્રીઓ કેની, સ્ત્રી કેની શું જુઓ;
કેના કાકા કેના મામા, કેનાં ફુઇ ને ફુવો—જગતમાં-૨

---

૧. જ—ઉત્પન્ન થવું. ગત—જવું=ઉત્પન્ન થયું ને ગયું તેનું નામ જગત.

કેના સાળા કેના સસરા, કેના મિત્ર શત્રુઓ;
માયાએ મારૂં કરિ માન્યું, ખાલી પત શિદ ખુવો—જગતમાં
જણ જણ આવ્યાં જણ જણ જાશે, સંધાથી કોણ હુવો;
તમે કહો ક્યાં છો રેહેવાના, શું બીજાને રૂવો—જગતમાં
લાખ કમાયા કોડ કમાયા, ભર્યો પેટનો કુવો;
બાકી તો સઉ પડયું રહેશે, જિવમાં સમજી જુવો—જગતમાં
કેના બંગલા કેના બગિચા, કે વાહન વઇભવો;
છે સ્મશાન શું અંત્ય તમારૂં, શું નિદ્રામાં સુવો—જગતમાં
મોહ મમત અભિમાન વિષે રહિ, ખાલિ વખત શિદ ખુવો;
કાળ માંજાર[1] રહ્યો છે ટાંપી, ચાવિ જશે જ્યમ ચુવો[2]—જગતમાં
દીન દેખને દયા કરોને, કોઇનાં આંસુ લુઓ;
જાણ અજાણ અનેક જન્મના, ઢગ કિલ્મિષના[3] ધુઓ—જગતમાં
તાત માટ રહ્યો હું કહેતો, તે જઇ પડિયો જુવો[4];
પુત્ર ગયો જશ લાલ પ્રાણ તજિ, હું હુવો ના હુવો—જગતમાં
સજો સામગ્રિ ભજો પ્રભુ આ, છે મેળો માંડવો;
વા ભેળો વિખાઇ જાશે, કાંક વિચારી જુવો—જગતમાં

## જગતમાં માયા, મમતા કે મોહ કરવા કામના ન

### આખ્યા

મિથ્યા માયા મમતા મોહ, એ તો છે આત્માના દ્રોહ—ટેક.
એક દિવેથી અનેક દીવા, એક તરૂની[5] શાખ્ય;
શાખ તણી શાખા લઇ વાવો, થાય તરૂ[6] એમ લાખ; મિથ્

---

૧. બિલાડો. ૨. ઉંદર. ૩. ઢગલા પાપના. ૪. જુદો. ૫-૬.

આંબા કેરો મોર અનોપમ, આંબલિનો પણ મોર;<br>
કડ્ડ લીમડે કોર નિહાળો, મુક્કો સોર બકોર; મિથ્યા. ૨<br>
પડે ખરી કોઇ જાય સુકે[1] કોઇ, ફળ ફુલ થઇ દે ફોર[2];<br>
કહો સોક ધરશે તરૂ[3] કેનો, કેનું એમાં જોર; મિથ્યા. ૩<br>
કઇ લીમડા કઇ લીમડી, કોઇ પીપળા પ્રૌઢ[4];<br>
કઇ પીપર રસ્તામાં પેખી, વિચાર કરિયે ગૂઢ; મિથ્યા. ૪<br>
પેખો વૃક્ષ[5] પપૈયા વનમાં, નર માદા એ થાય;<br>
માયા મોહ કસ્યા કામનાં, કુદરતિ ગતિ કહેવાય; મિથ્યા. ૫<br>
વૃશ્ચિક[6] બચ્ચાં વૃશ્ચિકણુનેં, રહી ઉદરમાં ખાય;<br>
નાગણુ બચ્ચાં જણુતિ વિયાતી, નાગણુ ગળતી જાય; મિથ્યા. ૬<br>
સમુદ્ર સૂતો સોડો તાણી, શશિ[7] ક્ષયથી હેરાન;<br>
રિદ્ધિ સિદ્ધિનો દાતા ગણપતિ, સેવે પિતા સ્મસ્યાન; મિથ્યા ૭<br>
શંખ શશિ[8] બે એક પિતાના, કેને ન્યુન કહીશ;<br>
શંખ વિષ્નુ તણો જળગરિયો, શશિ[9] શંકરને શીશ; મિથ્યા. ૮<br>
રંભા રમા એક પિતાનાં, રંભા નાચે નૃત્ય,<br>
રમા વિષ્નુ અર્ધાંગે શોભે, ભાળો ભગિનિવૃત્ત[10]; મિથ્યા ૯<br>
રાગ દ્વેષ કોઇ હ્રદય ન ધરશો, મન નવ ધરશો મોહ;<br>
ઘણુ એરણુ સાણુશિ લોઢાની, કુટાય એથી લોહ; મિથ્યા. ૧૦<br>
સોનું રૂપું તો પછી શેનો, છે ધોખો ધરનાર;<br>
સમજુએ મન સમજી રહેવું, છે જગનો વહેવાર; મિથ્યા. ૧૧<br>
ઘર વ્યહેવાર ને તડ વ્યવહારો, નાત જાત વ્યહેવાર<br>
સમજુએ મન સમજી લેવું, એમ જગત વ્યહેવાર; મિથ્યા. ૧૨

---

૧. સુકાઇ. ૨. સુવાસ ૩-૫. ઝાડ. ૪. મોટું. ૬. વીંછીનાં બચ્ચાં. ૭-૮-૯. ચંદ્ર. ૧૦. બેનપણું.

મિથ્યા જગત તણા પછિ કર્યાથી, સાચો કહું વ્યવહાર;
જગ દવેશ ત્યાં ઇચ્છા કામના, જ્યાં મિથ્યા સંસાર; મિથ્યા. ૧૩
જે લ્હેણાં દેણાં લેવાં, કાં વૈર્યભાવની વાત;
આગળ પાછળ આવિ મળે સઉ, આંઇ તણો સંઘાથ; મિથ્યા. ૧૪
કોઇ કોઇનું નથી જગતમાં, ત્યાંતાં મમતા મોહ;
દાસ નિજાનંદ પ્રભુની માયા, બાકી જીવના દ્રોહ; મિથ્યા. ૧૫

---

## ભુંગળાં વિનાની ભવાઇ.

ભાળો ભાઇ અને સઉ બાઇ, આપણિ ભુંગળ વની ભવાઇ–ટેક.
ક્યાં છે ભાઇ અને બાઇ ક્યાં, સેની કહો સગાઇ;
એકજ આત્મા રામ સહુમાં, વેદ ગિતા કહે ગાઇ; ભાળો. ૧
સ્થૂળાકારે સ્વાંગે જૂદાં, અન્તર નથી જૂદાઇ;
ભાઇ વિશે તે બાઇ વિશે રહિ, જાદથિ કરે સવાઇ; ભાળો. ૨
જેમ ભવાયે ભવાઇ માંડી, મળ્યા ભવાયા ભાઇ;
કોઇ મિયાં કોઇ બીબી બનિયા, પણ એના એ માંઇ; ભાળો. ૩
કેની રાંડે જણ્યો મથુરિયો, કોણ બાપ કોણ માઇ;
કેના બાપા બેટા કેના, ક્યાં છે મધુર ભાઇ; ભાળો. ૪
કેના પિયુ ને પ્યારી કેનાં, કેના જાયા* જાઇ;
કોણ સગાં ને સ્નેહી કેના, સ્વારથ બડી સગાઇ; ભાળો. ૫
કોણ ક્યાંથિ આવ્યું કોણ જાણે, આવિ મળ્યાં સઉ આંઇ;
કોઇ કહે બાવા કોઇ બેટા, કોઇ તો મેરી માઇ; ભાળો. ૬

---

* દીકરા દીકરીઓ.

કોઇ આવ્યાં અહિં લ્હેણું લેવા, કોઇ દેણું ખંધાઇ;
કોઇ વૈર્યભાવે કરિ આવ્યાં, સાંકડિ ધરી સગાઇ; ભાળો. ૭
કોઇ આજ ને કાલ જશે કોઇ, કોઇ છ માસનિ માંઇ;
કોઇ વર્ષ સો પુરાં કરશે, કેઇ પચાશનિ માંઇ; ભાળો. ૮
આવાગમન તણું કારણ જ્યાં, જેનાં રહે ભરાઇ;
નિમિત્ત બીજાં નામ દઇ સઉ, વેગે થાય વિદાઇ; ભાળો. ૯
વિજોગ બેગાં વસ્યા તણો ને, વળિ સ્વારથને રહાઇ;
ફરે રોઇ કુટિ જગ દેખાવા, જોતી જોતિ સગાઇ; ભાળો. ૧૦
દીવસ ગણ્યાં માસ ગયા ને, વર્ષ ગયાં અટવાઇ+;
સુરત× સાથમાં હું ગઇ ભૂલી, નામ ગયાં વિસરાઇ; ભાળો. ૧૧
સમજનાર તે મનમાં સમજે, ગુણ પ્રભુના ગાઇ;
સ્થૂળ સ્વાંગ સઉ ખોટા જાણે, માયા તણી ઠગાઇ; ભાળો. ૧૨
નાચે કૂદે કરે ગમે તેમ, દોર§ અંગૂઠા માંઇ;
સ્થૂળ સ્વાંગ સામું જો પેખે, આપ પડે અખડાઇ‡; ભાળો. ૧૩
જોનારા સઉ જુએ તમાસો, મળી ચોકની માંઇ,
અજાણ્યો દ્રષ્ટિ નવ ચૂકે, દ્રષ્ટિ દોરની માંઇ; ભાળો. ૧૪
અંતરદ્રષ્ટી એ ન ચૂકવી, ખરું કહું સમ ખાઇ;
દાસ નિજાનંદ સેવક સૌનો, સૌને કહે સુખદાઇ; ભાળો. ૧૫

## ઇશ્વરની અકળ કળા.

### કાફી.

અકળ કળા ઇશ્વરની રે, ઇશ્વર જાણે એકલો;
જુક્તી જાદુગરની રે, જાદુગર જાણે એકલો—ટેક.

---

+ આડાં પડી ગયાં. × મોંનો ચ્હેરો કેવો હતો તે. § નેત્ર.
‡ ઠોકર ખાઇ પડવું તે.

જાદૂગર જન જાત બિચારો, કળી લહે કદી કોઇ;
કર્ત્તાનો કેણે કળી નથી રહે, જીવો સઉ સામું જોઇ;
પૂછે ન મળે પત્તો રે, વિશ્વંભર રહ્યો વેગળો; અ. ૧
અદ્રષ્યપણે રહી અંતરજામી, અંદર વશિયો આપ;
એને સુજે તે કહે અંદરથી, પૂછ્યો ન આપે જવાબ;
મરે ભલે માથું કૂટી રે, કેણે પણ એને નથિ કળ્યો; અ. ૨
મોતીના કણ જેવા એવા અનાજના, એમાં કયાંથી આવ્યા જીવ;
કાચાં પાકાં અધર લટકતાં, દેખો ફળ કર્યાં દઇવ;
એમાં કયાંથી આવ્યા રે, જીવો જુવો લઇ તે ફળો; અ. ૩
સુંઠ લહો સુકી પથ્થર જેવી, વાંસ વળી કોઇ કાઠ;
શળો લાગી એમાં જીવ પેદા થશે, જુવો પ્રભુના ઠાઠ,
એ સઉ કયાંથી આવ્યા રે, શી રિત કહિયે લાગ્યો શળો; અ. ૪
સ્થૂળ શરીર જે નિત્ય સંભાળિયે, એમાં પણ કદી એમ;
ન કરે પ્રભુ કદી કીડા પડે તો, એનું પણ એમનું એમ;
શું નિજાનંદ નિરધાર રે, કયાં હજિ તરિ પાર નીકળ્યો; અ. ૫

---

ગોવીંદા ગતિ તારી રે, એતો ન્યારી કહું સર્વથી;
હું કરિશ મેં કર્યું માને તે મૂરખ, ગાંડા પોતાના ગર્વથી. ટેક.
સ્વાન શકટનો ભાર તાણે તેમ, સમજ્યા વિના લે શીર;
તારી ઇચ્છા વિણુ થાય ન કશુંએ, તુંજ સઉનું તકદીર;
તકદિરમાં તો અસ્થી રે, ચામ ને લોહિ વિના નથી; ગો. ૧
મૂષિક લાલચુ મેવાઇ મિઠાઇનો, ગયો વાદીને ઘેર;
કુરકુર કરીને કરંડિયો કાપ્યો, યત્ન કરિ બહુ પેર;
મણિધર નિકળ્યો મહિથીરે, મૂષિકને ગળ્યો મુખથી; ગો. ૨

એક ઘડીમાં વીવા આરંભે, એક ઘડીમાં સોક;
એક ઘડી આનંદ ઉપજાવે, ઘડિમાં મુંકાવે પોક;
પૂરી ઘડી ક્યાંક પેખું રે, નિર્ધાર નિમિત્તનો પણ નથી; ગો. ૩
શેરને માથે દીઠા સવાશેર, કાળને પણ કાળ ખાય;
મેં કર્યું હું કરીશ માને તે મૂરખ, જુએ કથ્યું એળે જાય;
ચાશે ગમતું તારૂં રે, મરે અવર અમથા મથી; ગો. ૪
દાસ નિજાનંદને દ્રઢ વિશ્વાસ છે, દેખતાં તુજ દેદાર;
તારી ગતિ તો તારીજ પાસે, પામે ન કોયે પાર;
જખ મારે જે જીભે રે, કહે મારા જેવો કોઇ નથી; ગો. ૫

## કાણો કોથળો.

### ગરબી.

પ્રભૂ કોથળો આ કાણો—ટેક.

કીધો તેં શ્યાને કાજે રે, પ્રભુ; લાયક જન દેખી લાજે રે; પ્રભુ. ૧
બળગાડયો વેઠ તરીકે રે, પ્રભુ; છે ભર્યો હળાહળ વિષે રે; પ્રભુ. ૨
છે દશ ઠેકાણે ફાટયો રે, પ્રભુ; મહિં ચપટી રહે ન આટો રે; પ્રભુ. ૩
તે ભર્યો ભર્યો ને ઠાલો રે, પ્રભુ; કોઇ ગોરો ને કોઇ કાળો રે; પ્રભુ. ૪
અદ્રષ્ય એમાં દશ નારી[1] રે, પ્રભુ; મહિં વ્યંડળ ચોમુખધારી[2] રે; પ્રભુ. ૫
રિપુ રાગ દ્વેશ મહિં મ્હાલે રે, પ્રભુ; મળિ છ*જણા સાથે ચાલે રે; પ્રભુ. ૬
મહિં શોણિત[3] અસ્થિ[4] સ્નાયુ રે, પ્રભુ; વળિ વિવિધ ભર્યા મહિં વાયુરે;[5] પ્રભુ. ૭

---

૧ ઇંદ્રિયો. ૨ મન. * ખટ રિપુ કામ ક્રોધાદિક. ૩ લોહી. ૪ હાડકાં. ૫ સમુદ્રમાં ભરતી ચડે છે તે વીર કહેવાય છે તેમ મનુષ્યના શરીર તથા મગજમાં વિવિધ વાયુની વીર આવતાં સ્વભાવ અને વિચારની ઉથલપાથલ થાય છે.

મહિં મળ મૂતર લિંટ લાળ રે, પ્રભુ; કઇ આધિ વ્યાધિની જ્વાળ રે; પ્રભુ. ૮
જે જોશે ઉલટો કરીને રે, પ્રભુ; ગમશે નહિં જોવો ફરીને રે; પ્રભુ. ૯
ઉપરથી અચ્છો લાગે રે, પ્રભુ; પણ મહિં જોતાં મન ભાગે રે; પ્રભુ. ૧૦
તેં ભર્મ રાખવા તેનો રે, પ્રભુ; તેં પાર ન રાખ્યો સેનો રે; પ્રભુ. ૧૧
કીધાં વલ્કલ[૧] વણુ[૨]રાજા રે, પ્રભુ; પણ કેથી રહી ન માજા રે; પ્રભુ. ૧૨
શું રાંક અને શું રાજા રે, પ્રભુ; પણ કેના ન મળે સાજા રે; પ્રભુ. ૧૩
બહુ બંધનથી કરી બાંધ્યો રે, પ્રભુ; પણ ક્યાંઇ ન લાગે સાંધો રે; પ્રભુ. ૧૪
છે વ્યર્થ ઉપાડી ફરવો રે, પ્રભુ; શું ગર્વ નિજાનંદ ધરવો રે; પ્રભુ. ૧૫

---

## જગત અને જગતનાં કાર્ય સઉ ભગવાનજીની લીળા છે તે વિષે ગરબી.

### અચકો મચકો કારેલી—એ રાગ.

ભાળો ભગવાનજિની લીળા—ટેક.

ભાળો ભગવાનજિની લીળા, છે ખેલ ખરો નાટકનો રાજ; નાટકમાં.
ઊપર આકાશ તળે ધરા,[૩] છે દેખાવ જ બે [૪]દ્રગનો રાજ; નાટકમાં. ૧
કોઇ સેનશાહ બહાદુર શાણા, કોઇ સેનશાબાનૂ શાણી રાજ; નાટકમાં;
કોઇ રાજાધિરાજ મહારાણા, કોઇ રાણી ને મહારાણી રાજ; નાટકમાં. ૨
કોઇ રાજકુંવર, કુંવરી કોઇ, છે સ્વાંગ સર્વ ઉપરના રાજ; નાટકમાં;
કોઇ જગતશેઠ લેજો જોઇ, કોઇ શેઠો નગરનગરના રાજ; નાટકમાં. ૩
કોઇ દાશિ દાસ કે શેઠાણી, કોઇ અમિર વજિર ઉમરાવો રાજ; નાટકમાં;
સૌ જુગતે એમ લેજો જાણી, છે દુનિયાંના દેખાવો રાજ; નાટકમાં. ૪

---

૧ ઝાડોની છાલ પાંદડાં. ૨ કપાસ. ૩ પૃથ્વી. ૪ આંખ્યો.

કોઇ તો બેઠા નામાં માંડે, કોઇ ફેસલા ફારસ ફરતાં રાજ; નાટકમાં;
જ્યમ નાટક નાટકિયા માંડે, એમ નિરખ્યા નાટક કરતાં રાજ; નાટકમાં. ૫
છે લખવું માંડવું સઉ એવું, બોલવું ચાલવું સઉ એવું રાજ; નાટકમાં;
બેસવું ઊઠવું સઉ એ જેવું, સૂવું, ફરવું, કંઇ કહેવું રાજ; નાટકમાં. ૬
છે પંચ વિષય પણ સૌ એવા, માયાવી[1] કારજ સરવે રાજ; નાટકમાં;
રિપુ છએ એમ સમજી લેવા, ત્રિગુણી માયાને ગરવે રાજ; નાટકમાં. ૭
જ્યાં એવાં જે કારજ દેખો એ માયા સઉ ઇશ્વરની રાજ; નાટકમાં;
જાદુગરનાં જાદુ લેખો, છે લીલા સઉ ભગવતની રાજ; નાટકમાં. ૮
સ્રી પુત્રાદિક સરવે એવું, છે રાજપાટ સઉ એવાં રાજ; નાટકમાં;
છે સગાં કુટુંબ સઉ એ જેવું, કેને પછિ સાચાં કહેવાં રાજ; નાટકમાં. ૯
આત્મા દ્રષ્ટિથી અવલોકો, તો કાંઇ નથી કહેવાનું રાજ; નાટકમાં;
ધરિયે મ્રગજળ[2]નો શ્યો ભરોસો, નથિ રંચ કશું રહેવાનું રાજ; નાટકમાં; ૧૦
થિર નથિ ધોખાના ધરનારા, દિન જાતાં સર્વ જવાના રાજ; નાટકમાં;
નિત નાટક નવલાં રમનારા, નાટકિયા નવા થવાના રાજ; નાટકમાં; ૧૧
સુખ દુખ તન મનનાં સૌ એવાં, હસવું રડવું સઉ એવું રાજ; નાટકમાં;
ઘંઘોલિયાં[3] બાળકનાં જેવાં, ધન ધામ ધરા એ જેવું રાજ; નાટકમાં. ૧૨
ગારાના[4] હાથી ને ઘોડા, શિશુ[5] સરવે કહે અમ રા રાજ; નાટકમાં;
વાહન વઇભવ ઝાઝા થોડા, તેમ સરવે ગણો તમારા રાજ; નાટકમાં. ૧૩
મિથ્યા મિથ્યા મિથ્યા માનો, ઢિંગલા ને જ્યમ ઢિંગલિયો રાજ; નાટકમાં;
સ્રી આદિક સઉ એવાં માનો, પુતળાં ને જ્યમ પૂતળિયો રાજ; નાટકમાં. ૧૪
શ્રમ સાચો નાચ્યા કે કૂદ્યા, ને ઉજાગરો જે વેઠયો રાજ; નાટકમાં;
કૃત્ય-અપકૃત્ય વહોર્યાં તે જૂદાં, નિજાનંદ હારી બેઠો રાજ; નાટકમાં. ૧૫

---

૧ ખોટાં-માત્ર દેખાવવાં. ૨ ઝાંઝવા. ૩ નાનાં છોકરાં રમતમાં ધૂળની પાળો વગેરે કરી પોતાનાં ઘર બનાવે છે તે. ૪ માટીનાં. ૫ બાળક.

# આત્મ ચેષ્ટા છાસઠો.

## ગરબી.

અમે આજ ગયાંતાં રે, નાટક જોવાને;
તનના ને મનના રે, સંશય ખોવાને. ૧
છાસઠે સાચો રે, ખેલ અમે દીઠો;
લિમડાથી કડવો રે, અમૃતથી મીઠો. ૨
ગુરૂ ઘરના મળિયા રે, જવું ન પડ્યું બહારે;
ઇશ્વરની કરૂણા રે, એ વિણ કોણ તારે. ૩
માયાવી ચશ્માં રે, એણે મુંકાવ્યાં;
દિવ્ય દ્રષ્ટિ આપી રે, અંતર ઉઘડાવ્યાં. ૪
મુંગાંની પારશિ રે, તે મુંગો જાણે;
જે દિઠું અમે તે રે, સૌ એ પરમાણે. ૫
જીભેથી કથતાં રે, કથિયું જાય નહિં;
લેખણથી લખતાં રે, આવે પાર નહીં. ૬
ક્યાંઇ નર રૂપ નિરખ્યાં રે, ક્યાંઇ રૂપે નારી;
ક્યાંઇ વ્યંઢળ વેષે રે, અતિ આશ્ચર્યકારી. ૭
પારણિયે પોઢ્યાં રે, ક્યાંઇ તો ઓશરિયે;
ક્યાંઇ આંગણ રમતાં રે, વિચરતાં ભાંખડિયે. ૮
કોઇ માને ખોળે રે, હજી તો ખેલે છે;
કોઇ શાળા મધ્યે રે, પાઠો લે દે છે. ૯
છે હજી કોઇ ઉદરે રે. નથિ અવતાર ધર્યા;
સરવે છે સાથા રે, પણ નથિ બહાર પડયા. ૧૦
કોઇ તો થઇ રાજા રે, રૂડાં રાજ્ય કરે;

કોઇ તો થઇ રાણી રે, શુભ શણુગાર ધરે. ૧૧
કોઇં રાજકુમારો રે, કુંવરિયો કોઇ;
રૂપના અંબારો રે, સઉ લેજો જોઇ. ૧૨
કોઇ વજીર સૂબા રે, સેનાપતિ સારા;
કોઈ રાજ્ય કાજના રે, બીજા કરનારા. ૧૩
તે સાથે તેના રે, આત્મા સહચ્યારી;
નારી રૂપ કોઇ રે, કોઇ નર તનુ[૧] ધારી. ૧૪
સરવે એમ જાણો રે, શેઠો ને શાહો;
આત્મા રૂપ એકજ રે, બેગમ બાદશાહો. ૧૫
જે ભેદ દિસે તે રે, કાચી કાયાનો;
છે પ્રપંચ જેવો રે, જુઠી માયાનો. ૧૬
ક્યાંઇ ગજ[૨]રૂપ ઝૂલે રે, નૃપને દરબારે;
ભિક્ષુક થઇ ભટકે રે, ક્યાંઇ દ્વારે દ્વારે. ૧૭
ક્યાંઇ શુક[૩]રૂપ શોભે રે, રાણીવાસોમાં;
ક્યાંઇ ફરતા વેષે રે, દાશી દાસોમાં. ૧૮
કોઇ બેશિ બગીચે રે, ફૂલો વીણે છે;
ક્યાંઇ તો પતિ સાથે રે, ઝૂલે ઝૂલે છે. ૧૯
ક્યાંઇ પનઘટ ઊપર રે, ઘુંઘટડા મુંકી;
નમિ નિર ભરેછે રે, જળ મધ્યે ઝુકી. ૨૦
કોઇ ઘર ઘર ભટકે રે, ભુંડણુને વેષે;
કોઇ તો થઇ કોયલ રે, આંબા પર બેસે. ૨૧
કોઇ તો થઇ હય[૪]રૂપ રે, જ્યાં ત્યાં હણેણેછે;
કોઇ તો થઇ માખી રે, જ્યાં ત્યાં બણબણેછે. ૨૨

---

૧ શરીર. ૨ હાથી. ૩ પોપટ. ૪ ઘોડા.

કોઇ તો થઇ ગઉ રૂપ રે, દૂધડિયાં દે છે;
કોઇ તો થઇ માહિષી રે, દુધ ધાટાં દે છે. ૨૩
કોઇ સુત એઓના રે, થઇ એ પરમાણે;
કરિ ખાતર ખેતી રે, હળ કોષો તાણે. ૨૪
કોઇ તો તરૂ[૧]રૂપે રે, કોઇ પુષ્પે પત્રે;
કોઇ તો ફળ રૂપે રે, પણ છે સરવત્રે. ૨૫
ક્યાંઇ તો જળ રૂપે રે, ક્યાંઇ વાયુ ભાસે;
ક્યાંઇ ઉડગણ[૨]રૂપે રે, ઉડંતા આકાશે. ૨૬
ક્યાંઇ સૂરજ રૂપે રે. પ્રકાશંતાં પેખ્યા;
ક્યાંઇ શશિ સ્વરૂપે રે, શું કરિયે લેખાં. ૨૭
ક્યાંઇ તો હીરા મણિ રે, ક્યાંઇ મોતી રૂપેરે;
ક્યાંઇ તો ચર[૩]ચૈતન્ય રે, ક્યાંઇ જ્યોતી રૂપે. ૨૮
કોઇ વખતે વનમાં રે, ક્યારેક આકાશે:
એ કરે ગર્જના રે, ભ્રમથી ભિન[૪] ભાસે. ૨૯
ક્યાંઇ તો સુખ દાઢી રે, ક્યાંઇ લાસરિયા;
કોઇ સુખના મીઠા રે, કોઇ ખારા[૫] દરિયા. ૩૦
ક્યાંઇ વાણી વેષે રે, વિચિત્ર એ દીસે;
પણ વિચારિ જોતાં રે, હઇયું તો હીસે. ૩૧
આત્મા ભર આત્મા રે, દિલ ભર દિલ કહેછે;
કારણમાં કારણ રે, મોટું એ રહેછે. ૩૨
નથિ મ્હોંની વાતો રે, છે વેદે દાખી;
છે વેદ સનાતન રે, સઉ હીંદુ સાખી. ૩૩

---

૧ ઝાડ. ૨ તારા. ૩ ગતિમાન. ૪ ભિન્ન. ૫ કડવા બોલી.

નથિ મહમદન[1] નોખા રે, નૂર કહે અલ્લાનું;
નથિ કહેવું નોખું રે, કાજી મુલ્લાંનું. ૩૪
પાદરિઓ માથાં રે, પણ એ પાટછે;
જહુનો પણ જોતાં રે, એનું એ કહે છે. ૩૫
નથિ વેદ વિરૂધની રે, કોઇ વાતો કરતા;
સરવે કહે સાચી રે, આત્માની દ્રડતા. ૩૬
કોઇ વેષ ભવાયો રે, નાટકમાં નાખે;
નિજ જાત ભવાયો રે, મન નિશ્ચય રાખે. ૩૭
તો ખાય રળીને રે, અવરને ખવરાવે;
પણ સ્વાંગે ભૂલે રે, ચિત્ત ૫ટકી જાવે. ૩૮
રખડે સ્ત્રી સંતતિ રે, હોય વૃધ માબાપો;
ગણશે સહુ એનો રે, વળિ એ ગંડાપો. ૩૯
દ્રડતા આત્માની રે, સહુ જાણો સાચી;
દેશી ને વેશે રે, ના રહેશો રાચી. ૪૦
નાતો ને જાતો રે, જમવા રમવાની;
રંગો રૂપોનો રે, સબબ હવા પાણી. ૪૧
કર્મો અનુસરીને રે, વર્ણાશ્રમ કીધા;
જે જેને ફાવ્યા રે, તેણે તે લીધા. ૪૨
નામો અવટંકો રે, જેવાં ક્ષેત્ર કહું;
આત્મા રૂપ એકજ રે, ના કંઇ ભેદ લહું. ૪૩
નથિ ખેત્રો સરવે રે, એક પ્રકાર તણાં;
ઉંડા ઉતરીને રે, જોતાં ભેદ[2] ઘણા. ૪૪

---

૧ મુસલમાન. ૨ જે ખંડ કે દેશમાં જન્મ થાય તે પણ ક્ષેત્ર જે માત પિતાના અંગથી જન્મ થાય તે પણ ક્ષેત્ર એમ અનેક પ્રકારનાં ક્ષેત્ર સમજવાનાં છે.

બારે ગાઊએ રે, બોલી બદલે છે:<br>
જેની જે ભાષા રે, ત્યાં તે ભાખેછે. ૪૫<br>
ગાંધારી[1] ક્યાંનાં રે, કુરુ નૃપ ક્યાંના;<br>
પાંડવિ[2] પણ ક્યાંનાં રે, પાંડવ પણ ક્યાંના; ૪૬<br>
યાવનિ[3] પણ આવી રે, આપણમાં ભળિયાં;<br>
આત્માના આત્મ[4]જ રે, આત્મામાં મળિયા. ૪૭<br>
હસ્તિને[5] બંધન રે, સ્વતંત્ર છે આત્મા;<br>
છે સ્વતંત્ર સર્હથા રે, કેવળ પરમાત્મા. ૪૮<br>
એથી કોએ નથિ રે, અવનીમાં બળિયો;<br>
તેનું કિધ[6] શોધન રે, સાચું તે રળિયો. ૪૯<br>
વિગતે વર્ણવતાં રે, આવે પાર નહીં;<br>
માટે સંક્ષેપે રે, દીધો સાર કહી. ૫૦<br>
પશુ, પક્ષિ માનવ રે, ઉદભિજ એ રીતે;<br>
જડ ચૈતન્ય સરવે રે, પેખો એમ પ્રીતે. ૫૧<br>
ક્ષેત્રોને સંગો રે, વળિ સ્પર્શાદીકે;<br>
કીધી પ્રભુ કોટી રે, એમ ન્યુનાધિકે. ૫૨

---

૧ કંદહારના રાજાની દીકરી. ૨ ત્રિપિષ્ટપ (ટિબેટ)ના રાજાની દીકરી. આજ સુધી પણ ત્યાં પાંચ ભાઇ વચ્ચે એક સ્ત્રી પરણવાનો ચાલ છે. ૩ જગન્નાથ પંડિત યવનની દીકરી પરણ્યા હતા ને ગંગાલહરીથી ગંગાજીએ તેને પવિત્ર કરી હતી. ૪ દીકરા. ૫ હાથીના ખોળિયાંને બંધન છે પણ આત્માને નથી. રાજા, મનુષ્ય પિંજરને કેદ કરેછે પણ આત્મા સ્વતંત્ર છે. સ્વપ્નાવસ્થામાં ક્યાંઇ ક્યાંઇ તે ભ્રમણ કરી આવેછે. ૬ કીધું.

અવયવ આકારો રે, કોટીનાં કર્મો;
જાણો સૌ જેવા રે, કોટીના ધર્મો. ૫૩
મોજાં સાગરમાં રે, ઊંચાં ને નીચાં;
કોઠી આ જગમાં રે, જાણો પ્રભુ ઇચ્છા. ૫૪
તજિ રાગ હૃદયથી રે, દ્વેષ ન દિલ આણો;
કીડીથી કુંજર રે, એક આત્મા જાણો. ૫૫
શુદ્ધ પ્રેમ સહુમાં રે, ઉમળકો આણી;
ઉર કરો પ્રફૂલિત રે, બ્રહ્મ એકજ જાણી. ૫૬
કરિ અંતર્દૃષ્ટિ રે, ઝાંખી મેં જોયું;
સ્વપ્નાનું નાટક રે, સ્વપ્નામાં ખોયું. ૫૭
મુળ સ્વરૂપ મારૂં રે, મેં એકજ દીઠું:
જે બ્રહ્મ સ્વરૂપે રે, મુજને અતિ મીઠું. ૫૮
જ્યાં ત્યાં હું પાખી રે, અવર કો છેજ નહીં;
સ્પૃહા કે લજ્જા રે, વળતી કોનિ રહી. ૫૯
મોહન મન મોહન રે, નિજાનંદમાં નાંખ્યું;
મુજ નામ નિજાનંદ રે, રૂચિ ગુરૂની રાખ્યું. ૬૦
ગુરૂ નામ ન જાણું રે, સ્વપ્નામાં દીઠા;
અંતરના પ્રેમીના રે, દ્રષ્ટિના મીઠા. ૬૧
ઓગણિસો ઊપર રે, પૂરા પંચોતેર;
સંવત વિક્રમનો રે, વાસર બુધ વાસર. ૬૨
શુભ જેઠ વદીની રે, પાંચમ શુભકારી;
આવતી વદિ પાંચમ રે, જન્મ તિથિ મારી. ૬૩
જય જય શ્રી ગુરૂની રે, જાણુ ગુરૂ મારો;
હું કાંઇ ન જાણું રે, એના ઉદ્ગારો. ૬૪

ગુરૂ મરજી પાખી રે; ડગ નથી દેવાતું;
જય જય શ્રી ગુરૂની રે, ગુરૂ વિણ નથિ વાતું. ૬૫
નથિ રાગ દ્વેષને રે, તજિ હજિ હું ખાટયો;
સ્નેહે પૂરો રે, કીધો છાસઠ્ઠો. ૬૬

---

## સ્વાત્મ શિક્ષા.

પદ.

**જમુની જીવો રે ગોપીચંદની—એ રાગ.**

રંગ રે સ્વામી રામતિર્થજી, પ્રેમે થયો એમ. એ. પાસ જી;
ભાષણો વાંચી ભલાં ભલાં, વૃત્તિ પામે વિકાશ જી; રંગ રે—ટેક.
શ્રાવણ વદિ શુભ ચતુર્દશી, ગણિયે રૂડો ગુરૂ વાર જી;
સંવત ઓગણી ત્હોતેરો, પુર વઢવાણ મોઝાર જી; રંગ રે. ૧
ગાળ્યો દિવસ તુજ ગ્રંથમાં, અર્ધ રાત્રી પણ એમ જી;
વાંચી સુતો એ વિચારતાં, કહો નિદ્ર આવે કેમ જી; રંગ રે. ૨
પાછલી રાતે પરોઢનું, પામ્યો સ્વપ્ન એ પેર જી;
ભસ્મ ભુરકી ભેખ મેં ધર્યો, કીધી સ્વામીએ મ્હેર જી; રંગ રે. ૩
જ્યાં જ્યાં અમલદારી મેં કરી, ત્યાં ત્યાં માગી મેં માફ જી;
કટુ જો કહ્યું હોય કોઇને, કરજો તો સઉ તે માફ જી; રંગ રે. ૪
સીમના કાંઠા સુધી પોંચિયો, દેખી થયા સૌ દિલગીર જી;
જાગી જ્યાં જોઉં કશું નથી, પડયો વિચારૂં એ વિર જી; રંગ રે. ૫
બીજે દિવસ વગા શું બન્યું, એજ ટાણું એ રાત જી;
રૂડા મારા મહારાવને, ભેટયો જઇ ભલિભાત જી; રંગ રે. ૬
મોટો જામેલ મેળાવડો, એની મ્હેલાત મોઝાર જી;

ત્યાંથી સાથે તેડી લાવિયો, હતું જ્યાં મુજ આગાર[1] જી; રંગ રે. ૭
ઉષ્ણોદકે પગ પખાળિયા, કીધા હુવાલે સાફ જી;
કહ્યું કુમાર શ્રી કૃષ્ણના, કરજો ગુન્હા હોય માફ જી; રંગ રે. ૮
કહિ જ્યાં લેવા જાઉં થાળ ત્યાં, ઉઘડી ગઇ મુજ આંખ જી;
રંગ રે સ્વામી રામતિર્થજી, ઉરના પૂર્યા અભિલાષજી; રંગ રે. ૯
સ્વામી હતા પાંચ સાત જ્યાં, દીઠો એક ન એ ઠાર જી;
દીઠો ન રૂડો મારો રાવ ત્યાં, મહારાવ ખેંગાર જી; રંગ રે. ૧૦
રહ્યું પહેરેલ અંગે પંચિયું, પ્હેરણુ અંગે પ્હેરેલ જી;
નહિ ભેષ કે નહિ ભસ્મ કંઇ, જુઓ કુદરતી ખેલ જી. રંગ રે. ૧૧
પણ તુજ દિક્ષા એ સ્વામિ મેં, સ્વિકારી છે સદાય જી;
શિષ્ય સ્વામી હું સ્હેજાનંદનો, નિજાનંદ ગુણ ગાય જી; રંગ રે. ૧૨

---

# શિખરબંધી દેરા વિશે.

## કાફી.

શીખર બંધી દેરૂં રે, આ જુઓ સિતા રામનું;
ભજન કરિ લ્યો ભારે રે, કરિ લીધું તે છે કામનું.—ટેક.
કાળી ધજા[2]તો હરિએ કાઢી, હવે ધરાવી સ્વેત;
મુખ કાળું પણ એણે મટાડ્યું, હરિયે જણાવ્યું હેત;
ચાલે દેશોદેશ રે, નાણું જેના નામનું; શીખર. ૧
ક્યાં જાઉં કાશી ક્યાં જાઉં ગંગા, ક્યાં જાઉં જમનાં ઘાટ;
સરસ્વતિ ગોમતી ગોદાવરી એ, સર્વે શ્રીમંતો માટ.

---

૧ ઘર. ૨ ચોટલી.

ત્રિવેણી[1] તનની સાખી રે, પેખો એના પરીણામનું; શીખર. ૨
ઘડા ઉતરી ઓમકારેશ્વર, કેરાં ઉઘાડો કપાટ;[2]
નાસિકાગ્રે થઇ ભ્રકુટી વચેથી, અંદર ઉતરો સડસડાટ;
ઝાંખી[3] કરિ જ્યોતીની રે, અતિ સુખ લ્યો અભિરામનું; શી. ૩
એ રે દેરેથી નવ નાથ પ્રગટયા, પ્રગટયા ચોરાશી સિદ્ધ;
બાઇ મીરાં ને નરસિંહ મહેતો, પામ્યાજ ત્યાંથી પ્રસિદ્ધ;
રિપૂ નથી તમે કેના રે, રૂપ છો આત્મારામનું; શીખર. ૪
ક્ષેત્રોને સંગોનું કામ જ શું છે, આત્મા થશે અંતર્ધ્યાન;
વહાલું મંદિરિયું આ વિંખાઇ જાશે, સંઘરશે ન સ્મશ્યાન;
નેટ નિજાનંદ સાચું રે; નામ છે સિતા રામનું; શીખર. ૫

## નિજાનંદ સ્વપ્ન બત્રીસી.

**પરજ.**

અરેરેરે કયાં હવે ગોતું રે, અરેરેરે કયાં હવે ગોતું રે;
રખડતું બાળ મુંકી ગયા રોતું રે, અરેરેરે—ટેક.
નામ ન જાણું કે ઠામ ન જાણું, લોચન બાલ વિશાળ;
ભીને વાને ને ભર્યાં શરીરે, ભર્યું મુખાર્વિંદ લાલ; અરેરે. ૧
નહિ અતિ ઉંચા ને નહિ અતિ નીચા, કદે કદાવર તોય;
લાંબુ ગોળ ને મરકતું મોહું, કહું ન એવું કોય; અરે. ૨
આંખ્યોમાંતો અમૃત વરસે, પૂરણ હૃદયે પ્રેમ;
નાભી ઉદરની મધ્ય કમળ કહું, ક્ષીર સાગરમાં જેમ; અરે. ૩
નમણું રૂપાળું નાક નિહાળ્યું, હાથ હાથીની સુંઢ;
ચરણ કમળ તો ચિત્તમાં આળેખ્યાં, દેખી થયો હિમમૂઢ; અરે. ૪

---

૧ ઘડા વગેરે. ૨ કમાડ. ૩ દર્શન.

અલ્પ નહાનું ઊપવસ્ત્ર પાસે, ભીડચું કોપિન કોઇ ભાત;
ઓચીંતા આવી ઉભા મુજ આગે, ગુરૂ કહું કે તાત; અરે. ૫
સ્નાન કરી શિર કેશ કટી ઢંક, જોરે ઝાટકતા જોય;
વાંકી દ્રષ્ટિએ વળિ વળિ વિલોકતા, પિતા એવા કયાં હોય; અરે. ૬
કાળંદરીમાં નાગ દમન કરિ, આવિયા જાણે આંય;
ગોકુળ વાંસળિમાં કર્યું ભેલું, મોહનિ એવી માંય; અરે. ૭
અંગ સુધારી નિજ ઉપવસ્ત્રે, નીચોવી કાઢયું નીર;
ઢાંકી પીઠ ખભા બે પાછળથી, આગળ ખુલ્લું શરીર; અરે. ૮
અતિ સ્નેહે મને લીધો ઉપાડી, હેતે પસારી હાથ;
કર એક વાંસે ને કર એક હેઠે, તેડે શિશુ જેમ તાત; અરે. ૯
નેહે કરી મુખ નિર્ખતા ચાલ્યા, મલપતા શ્રી મહારાજ;
કુટુંબ કળત્રને મેં કહ્યું જાઉછું, હું તો મારે છુટયો આજ; અરે. ૧૦
સ્હેરો કે બંદર જેજે મેં જોયાં, કે કોઇ મોટાં ધામ;
તે તે ફરી મને તિર્થ કરાવ્યાં, નીંચે ન મુંકયો નામ; અરે. ૧૧
સ્નેહી સંબંધી સંત કે સાધુ, કઇક મુદત પર મળેલ;
ભાવ સહિત તેનો ભેટો કરાવ્યો, એવા ઉમંગ ભરેલ; અરે. ૧૨
કઇને કહ્યું મેં તમે મને કહેતા, કળિમાં નથી આજ કોઇ;
ગુરૂ કહો કે પિતા કહો મુજ, જુઓ લ્યો નજરે જોઇ; અરે. ૧૩
ફેરવી ફેરવી પાછો પથારીમાં, લાવી મુકયો મુજ ઘેર;
પેખી ગુલાલ ગુલાલ પથારી, મ્હા પ્રભુની એવી મ્હેર; અરે. ૧૪
શ્રી મુખનાં દાઢી મુંછો શિરોરૂહ, ને ગુલાલે ભર્યાં ગાત્ર;
જોરે કરીને મેં દીઠા ઝાટકતા, પ્રીતી તણા મુજ પાત્ર; અરે. ૧૫

મુકીને જાશો મેં નવ જાણ્યું, આપ થયા અંતર્ધ્યાન:
અપરાધ શો આ શિશુનો હશે, એવો ભલા કહો ભગવાન, અરે. ૧૬
બાપા બાપા કરી બુમો પાડી ખુબ, નયન વછૂટયાં નીર,
આંસૂ લુંછવાને ઓરા ન આવ્યા, શી થઇ એવી તકસીર, અરે. ૧૭
ક્યાં ગયા તેં મને ગમ નથી પડતી, મુંઝાઉછું તેથી મંન,
દેજો ગઇ રાત પેઠે પ્રભુ મને, દયાનિધિ દરશન, અરે. ૧૮
વિજોગના આ દિન કેમ વીતશે, વડો તો એજ વિચાર,
ઘરમાં રહે મને ગમતું નથી, સુનો આપ વિના આ સંસાર, અરે. ૧૯
ટોળા વિખૂટી મૃગલી જેવી, જળથી વછૂટયું મીન,
બાળ વિખૂટું એમ માબાપથી, છો પ્રભુ મારા પ્રવીણ, અરે. ૨૦
દીઠા ન્હોતા ત્યારે દુઃખ નહોતું, દીઠાનું દારૂણ દુઃખ,
માત પિતા તો મારે તમે છો, દુઃખ આપો કે સુખ, અરે. ૨૧
માબાપ મુંકે, ભાઇયો ભાગે, પુત્રો કરે પરિત્યાગ.
સંસાર તો ઠીક સ્વાર્થની બાજી, ઉઠી સંસારમાં આગ, અરે. ૨૨
એમ મુકી ગયે આરો નથી પ્રભુ છો તમે જગત પિતાય,
તમે તજો તો આ બાળ જશે ક્યાં, કોણ કરે રક્ષાય, અરે. ૨૩
બાળ રખડતું ખુલ્લું જો મુકે, કાર્ય ગુન્હાહિત ગણાય,
તેવું કરવું તમને ઘટે નહીં, રાયના છો તમે રાય, અરે. ૨૪
ગોકુળ મુકી મથુરાં ગયા, રહી ગોપિયો કરતી વિલાપ,
બાળ જશે ક્યાં વેલો તજીને, એમ વિચારો આપ, અરે. ૨૫
માન ગુમાનમાં સમજે શું માનવિ, આપનું સર્વ ગણાય,
મારે કશું નથી લેવા કે દેવા, હાંશી એ આપની થાય, અરે. ૨૬
સુગ્ર સ્વામીજી સચ્ચિદાનંદજી, રહિ ન શકયા તમ સિવાય,
આગ્રહે મળિયા આપને આવી, એ શક્તિ નથી મુજમાંય, અરે. ૨૭

ખોખું તનનું ખલકમાં રખડે, પ્રાણ તમારી પાસ,
અંત્યકાળે આવી આખર સુધારશો, દિલમાં છે દ્રઢ વિશ્વાસ, અરે. ૨૮
મુખ દેખાડયું એ આનંદ મોટો, પાધરા થયા પ્રત્યક્ષ,
શંકાઓ ગઇ આજ સુધીની ઊંડી, લેશ ન ભૂલું લક્ષ, અરે. ૨૯
સંવત ઓગણિસો ને પંચોતેર, મનહર મૃગશિર માસ,
શુદ પંચમ રવિની શુભ રાત્રી, ઉરની પૂરી આશ, અરે. ૩૧
સંતોષ એટલો સૃષ્ટિમાં આવી, હરી ગયા જોઇ હાલ,
દાસ નિજાનંદને નિત્ય દેજો, દર્શન દીનદયાળ, અરે. ૩૨

---

# ज्ञान कक्को.

## બાવની.

## छपाई कुंडाळि.

અ આ ઇ ઈ ઉ ઊ સુખ, કરિ ઉડાડતો મ્હોંનાં થુંક,
નહિ વ્હાલાં કે વેરી કોઇ, હસતો સઉના સામું જોઇ,
કેવળ પયથી ભરતો કૂખ,[1] અ આ ઇ ઈ ઉ ઊ સુખ. ૧
પછિ એ એ[2]નું પડયું પિછાન, ગુરૂ એણે થઇ આપ્યું જ્ઞાન,
શિખવ્યું કક્કા[3]મમ્મા સર્વ, દિલ ધાર્યું દીવાળી પર્વ,
નહિ લઘુ ગુરૂ શંકાનું ભાન. પછિ એ એનું પડયું પિછાન. ૨
દઇ આંગળિયો થેઇ થેઇ[4] કરી, શિખવ્યું ઊભા રહેતાં ઠરી,

---

૧ પેટ. ૨ મા. ૩ કાકા મામા—અથવા નકર નકર. ૪ થેઇ થેઇ.

કર્યો બેસતો દઇ બેસણી, ચાલણુ ગાડિ ચાલવા તણી,
ભલી વિગત સઉ ભર્મે ભરી, દઇ આંગળિયો થેઇ થેઇ કરી. ૩

ખાન પાન શીખવિયાં ખૂબ, દ્રશ્ય દુનિયાં કરી આમેહુબ,
પામ્યો લાખ પિતાનાં લાડ, પ્રભુનો તેમાં ભૂલ્યો પાડ,
મન માન્યા આપ્યા મ્હેસૂબ, ખાનપાન શીખવિયાં ખૂબ. ૪

વર્ષ છ સાત તણો તું થયો, લેશ મર્મ પણ તેં નવ લહ્યો,
પ્રેમિ પિતાએ કરી પ્રયાસ, પછિ સોપ્યો ત્રાહિત ગુરૂ પાસ,
ગુરૂ અ[1]આથિ એ શિખવે રહ્યા, છ સાત વર્ષ તણો તું થયો. ૫

અભ્યાસે ને ઉમરે વધ્યો, આંક શિખ્યો ને કક્કો બધો,
ભણી ગણી બનિયો તું ભૂર, આખર પણ સૌ ધુળની ધૂળ,
અર્થ લિધો તેં ઊંધો બધો, અભ્યાસે ને ઉમરે વધ્યો. ૬

અ[1]આ ઇઈ[2] ઉ કરતો જેહ, હું[3]હુ માં જઇ પેઠો તેહ,
એ ઐ દ્રગ[4] ઓ ઔ પર ગયાં, પ્રજા પુત્ર પૌત્રાદી થયા,
અં અઃ કરતો અટક્યો એહ, અ આ ઈ ઉ કરતો જેહ. ૭

ઋ ૠ લૃ ૡ જીભ ન વળે, જવાબ માટ ન જીભ ઊથલે,
એ અં અઃ તે અવની પડયો, સ્વાસો આવી કંઠે અડયો,
રહ્યાં નિર નયણેથી ગળે, ઋ ૠ લૃ ૡ જીભ ન વળે. ૮

કહે કક્કા શું કીકો થયો, યમ કિંકરે ઉચ્ચારે રહ્યો,
કોકિલ[5]કુર્કટ[6] કૂ કૂ કરે, કાગા[7] કાંકાં કરિ ઉચ્ચરે,
રંચ ન ચેત્યો સાંભળિ રહ્યો, કહે કક્કા શું કીકો થયો. ૯

---

૧ માબાપ વગેરે તે આ ઓ સંતતી ભવિષે મળવાનાં તે.
૨ (ઇ) સર્વ (અ) નામ નથી મતલબ નાશવંત છે. ૩ હુંપદ.
૪ આંખ્યો. ૫ કોયલ. ૬ કૂકડા. ૭ કાગડા.

ખખ્ખા ખંખિયું[1] ભેગી કરી, ના ખાધી ના ખરચી જરી,
શિર બેઠો થઈ કાળો સાપ, ઉંડે જળ કાં નાખી આપ;
વિષ્ણુ નામે એક ન વાવરી, ખખ્ખા ખંખિયું ભેગી કરી. ૧૦
ગગ્ગા ગગો રહ્યો તું નેટ, જગમાં જનમી પાળ્યું પેટ;
ગર્થ જોઇ તું ઘેલો થયો, ખટ રિપુમાં બંધાઇ રહ્યો;
ભગવતથી નવ કીધી ભેટ, ગગ્ગા ગગો રહ્યો તું નેટ. ૧૧
ઘઘ્ઘા ઘરમાં ઘુમતો રહ્યો, ઘઘ્ઘામાં[2] ઘેરાઈ ગયો,
ઘઘ્ઘામાં અંધારૂં ઘોર, કહ્યું તે દીઠું ચ્યારે કોર;
એ ઘઘ્ઘો સઉ અળગો થયો, ઘઘ્ઘા ઘરમાં ઘુમતો રહ્યો. ૧૨
ઙ૦ બચાવી અંગ ન શકયો, બોલ્યો તે સૌ જેવું બકયો.
અંત્ય સમે જે આવે કામ, તે નવ જીભે લીધું નામ;
થાય પાર તું જેના થકી, ઙ૦ બચાવી અંગ ન શકયો. ૧૩
ચચ્ચા તુજ ચતુરાઇ બડી, ચંચળ ચિત વશ્ય ન રહ્યું ઘડી;
ચાહન ચોવટિયો થઇ ફર્યો, તારો તેં વિચાર ન કર્યો;
ચોરે ચઉટે બેઠો ચડી, ચચ્ચા તુજ ચતુરાઇ બડી. ૧૪
છછ્છા બહુ છોકરમત કરી, છળ કરિ દુનિયાંને છેતરી,
છકમાં છૂટયા બારી છેક, અરે ન તેં કયાંઇ રાખી એક,
જમથી પણ બીનો નહિ જરી, છછ્છા બહુ છોકરમત કરી. ૧૫
જજ્જા જતી જુવાનિ ન જોઇ, બાળ અવસ્થા એળે ખોઇ,
વૃદ્ધ વયે મોટપમાં મુવો, જ્યાં ત્યાં સઉમાં આગળ હુવો,
કહે હવે તુજ બેલી કોઇ, જજ્જા જતી જુવાનિ ન જોઇ. ૧૬
ઝઝ્ઝા ઝાઝાં વિષનાં ઝાડ, તેં વાવ્યાં તેં કીધી વાડ,

---

૧ ખારેક ખજુરના ઠળીઆ રૂપ નાણું. ૨ ઘાઘરામાં અથવા દેહાભિમાનમાં.

અમ્મર ફળ એમાં નવ થાય, અમૃત રસ એ તો નહિ પાય,
એ થઇ તુજને મોટી આડ, ઝઝ્ઝા ઝાઝાં વિષનાં ઝાડ. ૧૭

યઁ નવ કોઇનો શીખ્યો શરૂ, તેં અંત્યે તુજ તેવું કર્યું,
આ લોકે નિંદાયો અતિ, પરલોકે નથિ તારી ગતિ,
બહુ તારૂં તેં બૂરૂં કર્યું, યઁ નવ કોઇનો શીખ્યો શરૂ. ૧૮

ટટ્ટા નારી બૂરાં ટેવ, એ તો રહિ એમજ અહમેવ,
નેટ શુધી તેં છાંડી નહીં, વૃત્તિ ન વિશ્વંભરમાં વહી,
શું રીઝે દેવાધીદેવ, ટટ્ટા તારી બૂરી ટેવ. ૧૯

ઠઠ્ઠા તું ઠઠ્ઠા[૧]માં રહ્યો, આવ્યો મનખો એળે ગયો,
દુર્લભ જાણુ મનુષ્યા દેહ, આવે ફરી ફરી નહિં એહ,
ફોકટ તારો ફેરો ગયો, ઠઠ્ઠા તું ઠઠ્ઠામાં રહ્યો. ૨૦

ડડડા તેં તો વાળ્યો દાટ, હીંચ્યો ખુબ હીંચોળાખાટ,
વળિ પાછો નહિ કર્યો વિચાર, કેમ પમાશે આ ભવ પાર.
એના ન રહ્યા તને ઉચાટ, ડડડા તેં તો વાળ્યો ડાટ. ૨૧

ઢઢ્ઢા થયો હરાયું ઢોર, જઇ જ્યાં ત્યાં નિજ જણાવ્યું જોર,
શીખ ન તેં કેની સાંભળી, લાગ્યો પાય ન કેને લળી,
પરધન ને પરસ્ત્રીનો ચોર, ઢઢ્ઢા થયો હરાયું ઢોર. ૨૨

રેણા(ણ) તારી વીતી રાત, પ્રગટયું સાચું હવે પ્રભાત;
તે તારૂં આવે શે કામ, તેં ગુમાવ્યું તારૂં ઠામ,
વળતી શી તુજ કરિયે વાત, રેણા તારી વીતી રાત. ૨૩

તત્તા તારાં જે તોફાન, ત્રાહિ ત્રાહિ તોબાં ભગવાન,
દેવો પણ રહે તુંથી દૂર, માનવની ત્યાં શી મગદૂર,
દારૂણ દીસે દઇત્ય સમાન, તત્તા તારાં જે તોફાન. ૨૪

---

૧ મશ્કરીમાં.

**ધધ્ધા** ધણિ ધરણીધર રાય, જાણ્યો તેં એને ન જરાય,
ધંધામાં ધાયો દિન નિશ, ના પ્રભુ નામ લિધું કો મિષ,
કહે હવે અહિં કોણ ઉપાય, **ધધ્ધા** ધણિ ધરણીધર રાય. ૨૫
**નન્ના** નન્ના કરતો જેહ, **નન્નો** નારાયણનો નેહ,
ભણતો તે તું ભૂલી ગયો, નેહ તને નન્યા[1]માં રહ્યો,
દયા ધરમમાં આગળ એહ, નન્ના નન્ના કરતો જેહ. ૨૬
**પપ્પા** પાપ તણો તું પ્હાડ, પાપનિ ત્વચા[2] પાપનાં હાડ,
સ્નાયુ શોણિત[3] પાપે ભર્યા, કેમ થાય [4]સત્કર્મો કર્યા,
રહિ તારી તો અવિજ રાડ, **પપ્પા પાપ** તણો તું પ્હાડ. ૨૭
**ફફ્ફા** ફાંફાં મારછ ફોક, લઇ તેં જન્મ હસાવ્યા લોક.
અંત્યે પણ એનું એ રહ્યું, સૌકો જાણે પાતક ગયું;
સ્વલ્પ ન કેને કહિયે સોક, ફફ્ફા ફાંફાં મારછ ફોક. ૨૮
**બબ્બા** ખાલી કરી બડાઇ, કરિ આવ્યો શી કહે કમાઇ,
સાર્થક શું કીધો સંસાર, ભૂમિ પર રહિ કીધો ભાર,
આવ્યો ઉલટાં કર્મ કમાઇ, **બબ્બા** ખાલી કરી બડાઇ. ૨૯
**ભભ્ભા** ભાન ન રાખ્યું લેશ, કરિ આવ્યો મુખ કાળું મેશ,
પાછળથી પસ્તાવો થાય, એતો સઘળો એળે જાય;
વિધવિધના તેં કાઢયા વેશ, **ભભ્ભા** ભાન ન રાખ્યું લેશ. ૩૦
**મમ્મા** સૌ માયાની જાળ, છે સ્વપ્નાવત આળ પંપાળ;
એમાં જ્યાં ત્યાં અટકી રહ્યો, માયામાં મોહિત થઇ ગયો;
સદા રહ્યો બુદ્ધિનો બાળ, **મમ્મા** સઉ માયાની જાળ. ૩૧
**યય્યા** યશ ઇશ્વરના અતિ, હૃદય ન ધરિયા તેં એક રતિ.

---

૧ ના, ના. ૨ ચામડી. ૩ લોહી. ૪ સારાં કામ.

નિજ યશ ગાનથિ ફૂલ્યો ફર્યો, દિલમાં ડર પ્રભુનો નવ ધર્યો,
મલિન કહું શી તારી મતિ, ચચ્ચા યશ ઇશ્વરના અતિ. ૩૨
રૈરા રરરર રૈરવ કષ્ટ, શિર વ્હોરી લીધું તેં સ્પષ્ટ;
એ આડું આવેછે આજ, જોયું નહિં તેં કાજ અકાજ;
થઇ ન શકે જે પ્રભુથી નષ્ટ, રૈરા રરરર રૈરવ કષ્ટ. ૩૩
**લલ્લા** લલ્લો[1] ગળિનો લઇ, અંતે આખર આવ્યો અહીં;
લાખો લખી ગયા કંઇ લેખ, મારી તે તે સૌ પર મેખ,
કેને તેં ગણકાર્યા નહીં, **લલ્લા** લલ્લો ગળિનો લઇ. ૩૪
**વવ્વા** વઇભવ વિધવિધ તણા, માણ્યા તેં રાખી નહિ મણા;
મિથ્યા જગત પ્રમાણે થયું, સ્વપ્નાવત સ્વપ્નું થઇ ગયું;
ખાડા તેં તુજ હાથે ખણ્યા, વવ્વા વૈભવ વિધવિધ તણા. ૩૫
**શશ્શા** શાસ્ત્ર સૂત્ર સિદ્ધાંત, દાખે કઈ કઇ દઇ દ્રષ્ટાંત,
કદી ન સૂક્ષ્મ દ્રષ્ટિ કરી, જોયું નહિ ઉંડા ઊતરી,
લેલો[2] ફેરવિ દીધી લાત, **શશ્શા** શાસ્ત્ર સૂત્ર સિદ્ધાંત. ૩૬
**ષષ્ષા** ષંઢ[3] કહું તો તુંજ, સત્ય વસ્તુની પડી ન સૂજ;
મિથ્યા મારૂં તારૂં કર્યું, હું તું એણે સરવશ હર્યું,
ગમ ન પડી શોધ્યું નહિ ગૂજ,[4] ષષ્ષા ષંઢ કહું તો તુંજ. ૩૭
**સસ્સા** સંત તણો તજિ સંગ, કેવળ તુજને ગમ્યો કુસંગ,
પયમાં વિષ જરા પડિ જાય, તો તે સરવે વિષ કહેવાય,
એ રિત ભ્રષ્ટ થયું તુજ અંગ, **સસ્સા** સંત તણો તજિ સંગ. ૩૮
**હેયા** હઇયું હેઠું કરી, હેતે તેં નવ સમર્યા હરી;
એવો હઇયાફૂટયો થયો, અંત લગી એનો એ રહ્યો,
થીર ન કહિયે બેઠો ઠરી, **હેયા** હઇયું હેઠું કરી. ૩૯

---

૧ ચાંદલો. ૨ ચુનો દેવાનું ઓજાર. ૩ નપુંષક. ૪ ગુહ્ય.

ળળ સર્પાકારે રહ્યો; યોની લખ ચોરાશી વહ્યો:
સઘળે સ્ત્રી સંતતિ ત્યાં સર્વ, પંચ વિષય પણ ધર્વાચર્વ,
પણ તુજને સંતોષ ન થયો, ળળ સર્પાકારે રહ્યો. ૪૦

ક્ષક્ષ ક્ષર અક્ષરની વાત, સમજ્યો નહિં દીવસ કે રાત,
માંડ દિઠો આ માનવ દેહ, એળે પણ કાઢ્યો તેં એહ;
તો પછિ ત્યાં શી કરિયે તાંત, ક્ષક્ષ ક્ષર અક્ષરની વાત. ૪૧

જ્ઞજ્ઞ કરિ તું ગોખી મુવો, અજ્ઞ અજ્ઞ ઊચરતો હુવો,
જ્ઞ શીખ્યો પણ અર્થ ન ગ્રહ્યો, અજ્ઞાની તું એવોજ રહ્યો.
ફરિ ચોરાશી ફરશો જુવો, જ્ઞજ્ઞ કરિ તું ગોખી મુવો. ૪૨

એમ ગયા કહિ એણી વાર, જિવને તેડી જમ નિજ દ્વાર;
શુણિ કક્કો જે લેશે સાર, તે સ્હેજે ઉતરશે પાર;
કરશે કરૂણા જગ કરતાર, એમ ગયા કહિ એણીવાર. ૪૩

એ કક્કો તમ આગળ કહ્યો, જ્ઞાતી વિપ્ર શ્રીમાળી રહ્યો,
કવિ કલપત સુત મોહન નામ, મનમોહન પણ છે કોઇ ઠામ,
નેટે નામ નિજાનંદ લહ્યો, એ કક્કો તમ આગળ કહ્યો. ૪૪

# પ્રભુના ઘરથી બ્હીવા વિષે ચાબખા.

તારો[1] કેમ ઉઠયો છે દી,[2] કાંઇ તો પ્રભુના ઘરથી બ્હી. ટેક.
હી હી હી હી કરતાં ઉછર્યો, પછી કર્યું જીજી;[3]
એ જીએ વળિ વહુજી આણ્યાં, દેખિ હસ્યો હીહી; તારો. ૧
ચ્યાર દિવસનું આ છે ચટકું, અંત્યે ધનું ઇ;[4]
ખોટું તજી ખરૂં લે ખોળી, થુંકનું થાય ન ઘી; તારો. ૨
સગાં કુટુંબી કોઇ કામ ન આવે, નહિં આવે તુજ સ્ત્રી;
પુત્ર ખરા પણ ભોંય પટકશે, સગાઇ કેની શી; તારો. ૩
મધપૂડે માંખ્યો થઇ ભેગી, સ્વાસો ત્યાં લગિ સિં;[5]
પગ સંભાળી[6] પાન કરી લે, પિવાય મધ તે પી; તારો. ૪
રળી રળી જર ભેળું કીધું, કરી કમાણી શી;
લાગ્યો તે ભેળું લઇ જાયું, અંત્યે ધનું ઇ[7] તારો. તારો. ૫
જીજી છીછી જીવ્હા કહેતાં, આ મધપૂડો[8] છી;
મોટા મોટા ગરક થયા તું, શું બાજર[9]નું બી; તારો. ૬
અવતારી કયાં એકે આજે, કે કયાં એક નબી;
નિજાનંદ સ્વપ્નું નિરખજે, તારી ગણુતી શી; તારો. ૭

---

૧ આવી પરોક્ષ ભાવની કવિતાઓ આ પુસ્તકમાં હોય તે રચનારે પોતાના જીવને ઉદ્દેશી તેને સમજવા લખેલી સમજવી. કોઇ અન્ય વ્યક્તિએ પોતા પર ખેંચી લઇ માઠું લગાડવું નહી. ૨ દિવસ. ૩ મા. ૪ આવાગમન. ૫ સિંહ. ૬ અલિપ્ત. ૭ ઉપસ્થાદિ ઇંદ્રિયો અને કર્મો. ૮ નર્ક. ૯ બાજરો.

# શ્રોતા સજન પ્રતિ ઉક્તિ.

## ગરબી.

સજન સાંભળજો સાચી વારતા, હશે અવનીમાં ક્યાંક આરામ રે;
પુત્ર ગયા બે મુજ પેખતાં, પ્રિય મિત્ર ગયો પરમધામ રે; સજન ટેક.
અવર દુખો પણ એહવાં, નહીં અંગથી અળગાં જરાય રે;
આત્મા શું જાણે અવરનો, જન ગણતાં ગાંડો થઇ જાય રે; સજન. ૧
પીંડ આ કેદનું પાંજરૂં, આવ્યા છુટવા ભાવીનાં કર્મ રે;
ઝાઝું જીવે ઝાઝું દુઃખ છે, ભલો રાખે પ્રભુ સૌનો ભર્મ રે; સજન. ૨
દુખમાં જનમ્યા દુખમાં ઊછર્યા, સુખનાં સ્વપ્નાં આવ્યાં કોઇ વાર રે;
શ્રાદ્ધ પક્ષના દિન શોળ ને, દિવાળીના દિવસ દીઠા ચ્યાર રે; સજન. ૩
રાંક અને વળી રાયનો, દીસે ઉપરનો જેવો ડોળ રે;
એવો અંદરનો ન ધારશો, હોય માંહી તો મોટી પોલ રે; સજન. ૪
કરતારે કુંચી કરી નથી, જુએ કાળજ ઉઘાડી જે કોય રે;
જો ઊઘાડી જુએ કાળજાં, માંહિ ભીતર ભેદાતાં હોય રે; સજન. ૫
સંતોષી એજ સદા સુખી, જ્ઞાની મુક્ત તો એજ ગણાય રે;
રાગ ને દ્વેષ જેના ગયા, કશું એને રહ્યું નહિં કાંય રે; સજન. ૬
ફર્સ્ટ કલાસ માજીસ્ટ્રેટ ને, હતો દીવાનીનો ન્યાયાધીશ રે;
તાલુકાનો વહિવટ કરતો, રાખતા નેહ નરેશ રે; સજન. ૭
સ્માલકાજનો પણ જડજ હતો ને, મુખ્ય કસ્ટમ અમલદાર રે;
ચાલૂ સદાવ્રત ત્યાં રહી આપતો, નૃપ પુન્યનો નહિં પાર રે; સજન. ૮
સુખ દુખ સરવે સમ કરી જાણતો, ઉરથી તજી અહંકાર રે;
છૂટ ફકિર સહુ મને કહેતાં, વસ્તિ તણાં નરનાર રે; સજન. ૯
મૂર્તનું પણ આવી નીકળ્યું પાનું, આવી તુટયો આસમાન રે;
નિજાનંદમાં મગન છે તેને, શરણું છે શ્રીભગવાન રે; સજન. ૧૦

## ચાબખા.

તારે કહેવું ઘટે તે કે,[૧] અમારે સર્વ ધર્મની જે. ટેક.
દંભ નથી આડંબર અહિં નથિ, લેવિ ઘટે શિખ લે;
કામ નથી કાચા ભોળાનું, વિસ્વાસુનું છે; તારે. ૧
રાગ તજ્યો ને દ્વેષ તજ્યો ત્યાં, બાકિ બતાવી દે;
કોણ હિંદુ ને મુસલમાન ક્યાં, કુદરતિ ચિન[૨] શું કે'; તારે. ૨
રામ અમારો કૃષ્ણ અમારો, સહજાનંદ પણ તે,
જેને જગત પ્રભુ કરિ પૂજે, સર્વ અમારો એ; તારે. ૩
મસીદ. ખાનું, ચર્ચ કહું શું, કેનું મંદિર કે;'
બે ઘડિ થાય ખુદાનિ બંદગી, સુખધામો સૌ તે; તારે. ૪
નથી પુરૂષ કે નથિ તે નારી, શેમાં જોડું ને'[૪]
એ માતા ને એ મહાદેવ છે, શિદ દશ શેરો લે; તારે. ૫
નથી શાસ્ત્ર કે સૂત્ર નથી કંઇ ભિન્ન અમારૂં કે';
બાવનમાંથી પચાસ બાદ કર, પ્રત્યક્ષ દીઠું મેં; તારે. ૬
આત્મા રૂપ જ્યાં એકજ જાણ્યું, ખટનો કીધો ક્ષે;
ઇસુ, બુધ, અરિહંત અમારા, મહમદ શું ના કે'; તારે. ૭
અધર્મમાં ઊભા ન રહીશું, હિંસા નામ ન લે:
સત્ય વસ્તુનો સંગ કરીશું, અસત્ય અળગું છે; તારે. ૮
દાસ નિજાનંદને સઉ એકજ, ભિનતામાં છે ભે;[૫]
અભેદ ભાવે એક હોય ત્યાં, શકે કોણુ દઇ છે[૬], તારે. ૯

---

૧ કહે. ૨ ચિન્હ ૩ અને તેને સહજાનંદ સ્વરૂપમાં જોઇયે છીએ ૪ નેહ ૫ ભય ૬ છેહ.

# શ્રી રેવાજી તિર્થ.

આઇ સાલે હું ત્યાં ગયો હતો. પતિયાં લોકોની હોસ્પીટલ, આસનજીનું આશ્રમ, મહાદેવ શ્રી ગંગનાથજીની જમા જોવા લાયક છે.

કુંડળિયા.

શિવાનંદજીકે ભયે, વિદ્યાધર મહારાજ;
તાકે બ્રહ્માનંદજી, ગગનાથમેં આજ;
ગંગનાથમેં આજ, તસ્ય કેશવાનંદ;
શિષ્ય તસ્ય સદ્‌ભાગિ, નામ કઇલાશાનંદ;
એક એકસેં અધિક, ભયે બ્રહ્મચારી નીકે;
ગુનપતિ જૈસા ગુની, શિષ્ય શિવાનંદજિકે. ૧

બ્રહ્માનંદજિકે ભયે, શિષ્ય સબહિ આનંદિ;
જૈસા બાલાનંદજી, બૈજનાથ તરૂ ખંડિ;
બૈજનાથ તરૂ ખંડિ, સંગ પૂર્ણાનંદજુ લીન્હા;
નિત્યાનંદ મહારાજ, વાસ શ્રીપુરમેં કીન્હા;
રહત અખંડાનંદ, જગામેં બાસ બસાકે;
શોભા રત્નાનંદ, શિષ્ય બ્રહ્માનંદજીકે. ૨

એ સિવાય જગાના કોઠારી પટેલ નાથાભાઇ, ચાણોદમા સરકારી ચોતરા આગળ વ્યાસ ટેકરી ઉપર તિર્થ ગોર મંડયા રહેલ. મગનલાલ નરોતમ મને બહુ સારા ને માયાળુ મળ્યા હતા.

દોહરો.

આતે જતે અનેક વ્હાં, આઇ કરત બિશ્રામ;
હરિહર સબકા હોત હિત, ગંગનાથકા ધામ. ૩

# અમારી એક અરજ.

ખાસ દેવાલયોમાં વાપરવા લાયક શુદ્ધ સુગંધીદાર અગરબત્તી શાસ્ત્રના આધાર અને જુના અનુભવથી તથા દશાંગી ધુપ તેવો અમો બનાવીએ છીએ ને સસ્તે ભાવે વેચાણ કરીએ.

અગરબત્તી નં. ૧ સામટી મણ ૧ ના રૂ ૪૦ પરચુરણ શેર ૧ ના રૂ. ૧
" નં. ૨ સામટી મણ ૧ ના રૂ. ૨૦ પરચુરણ શેર ૧ ના રૂ. ૦।।
" નં. ૩ સામટી મણ ૧ ના રૂ. ૧૬ પરચુરણ શેર ૧ ના રૂ. ૦।

દશાંગી ધુપ શેર ૧ ના રૂ. ૩

સિવાય દેશી દવાઓ દરદની ચિકિત્સા કરી આપીએ છીએ. એક વખત અનુભવ લેવાથી ખાત્રી થશે.

મુ. વઢવાણ શહેર (ઝાલાવાડ) ગોરજી ગુણચંદજી લાલચંદજી દેશી વૈદ. ઠે. લાખુપોળ (બનાવી વેચનાર) ગોરજી ગુલાબચંદજી ગુણચંદજી સહી દા. પોતે.

## કૃષિકાર આખ્યાન.

મર્હુમ પ્રો. રા રા. કાશીરામ મંગળલાલનું પસંદ કરેલ જેમાં કણબીઓની ઉત્પત્તિ, બીજી જાતો તેમાં કેવી રીતે ભળી, કણબી જાતના તથા કૃષિનો મહિમા, એ જાત જન્મથીજ કેવાંકવાં દુઃખો સહન કરી રાજા પ્રજાને અન્ન વગેરે ઉપજાવી ઉપકારી થાયછે! કણબીને ઘેર દીકરો આવે ત્યારે દેવલોકમાં પણ કેવો ઉત્સવ થઇ રહેછે! આપણે તેમના તરફ કેવી માનની લાગણીથી જોવું જોઇએ તથા તેમને સહાય થવું જોઇએ વગેરે વગેરે બાબતો તેમાં સમાવેલી છે. કોઇ ભાઇનો? પુત સહાય કરનારો. પ્રગટ કરતાં રૂ. ૧૦૦ કે ૧૫૦ ખર્ચ થશે ને તે તેમની જ્ઞાતિ જાતિનો ઉદ્ધાર કરવા બરાબર છે નહીં તો અમારી ૬૮ વર્ષની ઉમર થઇ છે ને પછી તે પુસ્તક હાથ લાગશે નહીં—આગળ જેમ ભાવી. મુ. વઢવાણ શહેર લાખુ પોળ.

મોહનલાલ દલપતરામ ડા. કવિ